ઉજ્જેણ નગરીનો

# ચતુરસિંહ ઠગારો.

## ભાગ ૧ લો.

મનરંજન કરનારી વાર્તાનો
મ્હોટો સંગ્રહ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**શા. નારણલાલ મોતીલાલ.**

બુકસેલર—અમદાવાદ.

નકલ ૫૦૦૦ સને ૧૯૨૬ આવૃત્તિ ચોથી.



શ્રી 'પ્રજા હિતાર્થ' મુદ્રાલય પ્રેસમાં પટેલ સોમાભાઈ
દલપતરામે છાપ્યું ઠે. શાહપુર નવી પોળ-અમદાવાદ.

કીમત ચાર આના.

વગર માસ્તરે અને થોડી મહેનતે સહેલાઇથી
ઇંગ્રેજી શીખવાનું પુસ્તક.

# એ ગાઇડ ટુ ઇંગ્લીશ ટીચર.

તમે જો બીજા પુસ્તકો ખરીદ કેરી કંટાળ્યા
હોય તો ખરીદો.

# એ ગાઇડ ટુ ઇંગ્લીશ ટીચર.

## કીંમત ૧—૮—૦

નજીવી કીંમત માટે પોતાનો અમુલ્ય વખત ગુમાવતા નહીં. આ પુસ્તકથી અગ્રેજી બીલકુલ નહી ભણેલો માણસ પોતાની મેળે અંગ્રેજી વાંચતા તથા લખતાં તથા બોલતા ઘણી સહેલાઇથી શીખી શકે છે. આ પુસ્તક વીદ્યાર્થીઓને તથા પરચુરણ ધંધાદારીઓને-તથા નોકરીઆત માણસોને શીખવાનું આ ઉત્તમ શાધન છે.

બહાર ગામ વી. પી. થી મોકલવામાં આવશે નોટપેડ કાગળ લેવામાં આવશે નહી.

મળવાનું ઠેકાણું.
શાહ નારણલાલ મોતીલાલ બુકસેલર
રીચીરોડ—અમદાવાદ.

ઉજેણ નગરીનો

# ચતુરસિંહ ઠગારો.

એ નામની અતી રસીક અને મનરંજન
કરનારી હાસ્યજનક વાર્તા.

## ભાગ ૧ લો.

મરાઠી ઉપરથી ભાષાંતર કર્તા
**શ્યામ સુંદર પરાયગરાય કુન્તનપુરી.**
મુંબઇ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
**શા. નારણલાલ મોતીલાલ,**
રીચીરોડ—અમદાવાદ.

સને ૧૯૨૬ આવૃત્તિ ચોથી. પ્રત ૫૦૦૦

શ્રી 'પ્રજા હિતાર્થ' મુદ્રાલય પ્રેસમા પટેલ સામાભાઈ
દલપતરામે છાપ્યું ઠે. શાહપુર નવી પોળ—અમદાવાદ.

કીમત ૪ આના.

ઉજેણુ નગરીનો

# ચતુરસિંહ ઠગારો.

## ભાગ પહેલો.

## વાર્તા પેહેલી.

### ચતુરસિંહનું ચરીત્ર.

રાજાને શોકમય મુદ્રાથી બેઠેલો જોઇને પ્રધાને પુછ્યું કે, 'ઉજેણુ પતિ—આપ જેવા મહાત્મા અને પરાક્રમી પુરૂષોને આવી વ્યથા શાથી ઉત્પન્ન થઇ તે જો કૃપા કરીને આપના દાસને વીદીત કરશો તો શું હું તમારા દુઃખમાં ભાગ નહી લઇ શકું. વિક્રમે કહ્યું કે, 'ગઇ રાત્રે મેં જે કાંઇ જોયું છે તે ઉપરથી મને બહુ વિચાર ઉત્પન્ન થાય છે.' પ્રધાને કહ્યું કે, એવી તે શી બાબદ છે! વિક્રમે કહ્યું કે, અહો બુદ્ધિશાળી પ્રધાન! શું કહું! કહેતાંજ મને શરમ થાય છે, કારણ કે ઉંડાણમાં ઉતરી વીચાર કરી જોતાં તો ખુલ્લું જણાઇ આવ્યું છે કે એવી નીર્લજ અને નીચું જોનારી વાતોની અંદર હાથ નાખવો આપ જેવા એક રાજના તાજને ઘટીત નથી, પણ હજી બાજુએથી વીચાર કરવા જઉં છું તો મને એમ લાગ્યું કે, માણુસ જે વાત કરે છે,

પ્રમાણે વર્તવાને અંતની ઘડી સુધી દૃઢ રહે છે કે નહી, તેની પરીક્ષા કરવી. આવા હેતેથી હું તમને કહું છું કે, "આજ રાત્રીના તમે પોતે રામભટ નામના પંડિતના ઘરની પાછળ જે કંઈ તમારા સાંભળવામાં આવે તો, ઉભા રહીને સાંભળજો."

ઠરાવ પ્રમાણે રાતના પ્રધાનજી અંધાર પછેડો ઓઢીને રોન ફરતાં ફરતાં પંડિતના ઘર પાછળ આવી ઉભા રહ્યા. ત્યાં ગઇ કાલની પેઠે પ્રપંચ ચાલી રહ્યો હતો.

સશીકળા—બાપા, હું કહુંછું તે સત્ય છે. તેનો અનુભવ લેશો.

રામભટ—બેટી વિક્રમચરિત્રની બરાબર બીજા કોઇ પણ ચરિત્ર ઉત્તમ નથી. શુદ્ધ નિર્મળ અને પરોપકારથી ભરપુર વિક્રમ ચરિત્ર સર્વોતમ છે.

શશીકળા—પ્રપંચ પવિત્રતા અને ચાલાકી યુક્ત સ્ત્રી ચરિત્રના આગળ વિક્રમ ચરિત્ર કશા લેખામાજ નથી! હું પ્રતિજ્ઞાપુર્વક કહું છું કે, તેનો દાખલો કોઇ દિવસ વિક્રમ સાથે તમે નજરો નજર જોશો.

પ્રિય વાંચક—પ્રધાનજી ઉપલી વાર્તાથી દંગ થઇ ગયો અને તુરત રોન પડતી મુકી વિક્રમની હજુરમાં હાજર થયો.

અરધી રોનથી પાછો આવેલો પ્રધાનજીને જોઇને વિક્રમે પુછયું કે, કેમ સુભટ જલદી પાછા પધાર્યા.

પ્રધાન—કાર્ય સીદ્ધ થવાથી તુરત પાછો આવ્યો. આપની ઇચ્છા શું છે તે જણાવશો.

વિક્રમ—તે કન્યાને ઘરમાં લાવી તેણીનું ચરીત્ર જોવા ઉત્કંઠા થઇ છે. ઉત્કંઠા પુર્ણ કરવાનું કામ તમારા જેવા વીવેક અને ચા-
પુરૂષના હાથમાં સોપું છું.

હુકમ થતાજ પ્રધાનજી રામભટની ઝુંપડી જઈ પહોંચ્યા અને વિક્રમના વિચારો પ્રદર્શિત કર્યા. જે પરથી પંડીતે કહ્યું કે, 'અસ્તુ હું કબુલ છું અને મારી પુત્રીનો એવોજ વિચાર છે, જો કે રાજાની જાન જમાડવા જેટલું દ્રવ્ય મારી પાસે નથી, તેથી પ્રધાનજીએ તેમને ખર્ચ વાસ્તે પંદર હજાર સોના મ્હોરો મોકલાવી આપી અને રાજાના લગ્નની ત્યારી કરવા માંડી.

ક્ષત્રીને બ્રાહ્મણની છોકરી આપવા માટે શશીકળાની માતાએ વાંધો લીધો પરંતુ વિક્રમના કુળમાં અપાયલી બ્રાહ્મણની છોકરીઓનો દાખલો આપીને રામભટે તેણીને શાંત કરી અને શશીકળાનો બોલવાનો મતલબ જણાવ્યો જેથી શશીકળાની માતાએ અને ત્યાં બેઠેલા બીજા પંડિતોએ પણ તે વિચાર સ્વિકાર્યો. અને સ્મારંભથી લગ્ન કરી આપ્યાં.

ઠરાવ પ્રમાણે, શશીકળા સાસરે ગયા બાદ શયનની પહેલી મુલાકાતમાં વિક્રમે ભુતકાળની વાત શરૂ કરીને કહ્યું કે 'તારી હઠ પ્રમાણે સ્ત્રી ચરિત્રની ખુબી બતાવ,' પોતાની બાબત રાજા જાણેછે એમ સમજી સ્મિતહાસ્યથી શશીકળાએ કહ્યું 'મહારાજ. આજની રાત વિતિ જવાદો, કાલે હું આપને બતાવીશ.' એવા વિનોદથી તે રાત્રી આનંદમાં ગાળીને પ્રાતઃકાલે શશીકળા ઉઠીને પ્રયરિમાં ગઈ. પોતાની માતુશ્રી આગળ રાતનું વૃત્તાંત કહેતાં બોલી કે, 'આજે મારે રાજાને મારૂં ચરીત્ર દેખાડવાનું છે.'

આ તારી અવીચારી હઠથી રાજાની હઠના કારણને લીધે તારા શરીરને નુકશાન ન થાય તેની તું સંભાળ રાખજે, એમ તેની માતાએ સમજાવી, જેથી તેણીને ધીરજ આવી, પોતે પાછી શ્વશુર ભુવનમાં ગઇ. રાજાએ ઠરાવ પ્રમાણે તેની પાસે તે ચરિત્ર માગ્યું પરંતુ તુરતા

તુરત નહી બતાવવામાં આવશે, પણ તે પુર્ણ રીતે બતાવી તેની ખાત્રી કરી આપવાને બેચાર મહિના લાગશે. તેવુ શશીકળાનું બોલવું સાંભળીને રાજાએ તુરત તેને પોતે આગળથી ગોઠવી મુકેલા એક દંડા મહેલમાં કેદ કરી.

ચતુર શશીકળા કે જેણી પ્રથમ થયેલી સુચનાથી પિયરથી નિકલનાજ દરવ તુંબડી નાંખી સાથે બાંધી લીધા હતા. તેનો ઉપયોગ આ ઠેકાણે કર્યો. મહેલની ચારે બાજુએ ઉંડી ખાઇ ખોદાવી માંહી પાણી ભરી દીધું હતું, તેના કીનારાપર મહેલને લગતા શશીકળાએ તે બીજ વાવી દીધા, જે થોડા દિવસમાં તેની વેલી વધી જઇને ફળને પ્રાપ્ત થયાં. તે ફળો કંઇ દિવસમાં મ્હોટા થઇને તેના તુમડા બન્યાં, જેનાથી શશીકળાએ તરવાની કળા શીખવા માંડી. એક અઠવાડિયામા કાબેલ તરનારી થઇને સમયાનુસાર ખાઇની પહેલી તરફ ઉતરી ગઇ. તેવીજ તેણી પિતાના ઘરમાં આવી દાખલ થઇ અને ત્યાં નૃત્ય ગાયન શીખવાનો આરંભ કર્યો. તેમાં પ્રવીણ થઇને જાહેર નાયકણ તરીકે એક ધર્મશાળામાં મુકામ કર્યો અને ત્યાંજ બેસી ગાનતાનનું કામ કરવા લાગી. કોઇના બોલાવવાથી તેને ઘર જવાને સારૂ તે ના પાડતી હતી આવી સ્થિતિમાં તેણીનું માન વિશેષ વધતું ગયું અને તેની કીર્તિની વાતો રાજા સુધી પહોંચી. રાજાએ પ્રધાનને મોકલી આગ્રહથી એ ગણીકાને રાજસભામાં બોલાવી. રાજાના હુકમ પ્રમાણે કચેરીમાં આવી મુજરા સાથે ગાન તાનથી રાજાને ખુબ પ્રસન્ન કર્યો તેણીના મોહ જાળમાં અજાઇ જઇને રાજાએ તેણીને પોતાના મહેલમાં રાખવાને આગ્રહ કર્યો. રાજયગ્રહ આગળ પોતાનો ઉપાય ન ચાલવાથી નિરૂપાયે રાજ મહેલમાં રહી રાજાથી પોતાનો ગર્ભ રહયો, તેણીને એવું જણાવવાથી તુર્ત તેણીએ રાજ મ્હેલનો

ત્યાગ કરવાનો ઠરાવ કર્યો અને પ્રપંચથી રાજાને સમજાવી તેની પાસેથી કટાર વિંટી તથા રૂમાલ માગી લઈને પસાર થઈ જઈ પોતાના એક ઠંડા મ્હેલમાં જઈને રહી. ત્યાં તેણીને નવ માસ પુરા થતાં એક પુત્ર થયો. પુત્ર રત્ન જોઈને પ્રસન્ન થયેલી શશીકળા તન મન ધનથી તેનું પાલન કરવા લાગી. કાલે કરીને તે પુત્ર ચાર પાંચ વર્ષનો થયો ત્યારે પોતાના પિતાને યજ્ઞોપવિત સંસ્કાર તથા વિદ્યાભ્યાસ સારૂ સોંપી આપ્યો.

પુત્રના લક્ષણ પારણામાંથી વરતાયેજ, એ ન્યાય પ્રમાણે તે પુત્ર દીવસાનુંદિવસ વિદ્યા જ્ઞાનમાં વધતો જઈ પોતાના ન્હાના તુલ્ય એક અચ્છો અને બીજા પંડિતો સાથે ટકર લઈ શકે તેવો પંડિત બન્યો તેથી નહાનાએ ખુશી થઈને તેનું નામ ચતુરસિંહ રાખ્યું.

પછી છોકરા સાથે રમતાં એક દિવસ કોઈ એક સોઠીએ નબાપો કહી તેને બોલાવતાં ચતુરસીંહના ક્રોધનો પાર રહ્યો નહી; અને પોતાના મનમાં બડબડવા લાગ્યો, શું મારો પીતા નથી; કે શું મારો જન્મ થયા પહેલાં મારો પીતા સ્વર્ગવાસ થયો હતો! કે જેથી છોકરાઓ મને ન બાપો કહે છે! હું અને મારી મા તો મોસાલમાં રહીએ છીયે મારા પીતા તો કદી પણ મારા જોવામાં આવતા નથી. શું તે આ જન્મ ભુમિના નહીં હોય! તે કોઈ બીજીજ ભુમીના વાસી હશે! કે શું મારી માતા મારા પીતાથી રીસાઈને અહીંઆ આવીને રહી છે, અને ત્યાર પછીજ મારો જન્મ થયો છે તેથી છોકરાઓ મને ન બાપો કહે છે. આમાં મને કંઇ સમજ પડતી નથી, છે તો કંઇ ઘોટાલો! તે જાણવાની શું મને જરૂર નથી! છે! તો કોને પુછું! જન્મ આપનારૂં ને જ પુછું! જો તેનો બરાબર ખુલાસો મારી માતા મને નહીં જણાવશે તો, તેને આ જગતમાં જીવતી રહેવા હરગીસ રહેવા

દેનાર નથી. આવો વીચાર કરીને તેણે પોતાની માતાને પોતાને જે શંકા થઇ હતી તેને માટે પુછ્યું.

પુત્રના સવાલપર શશીકળાએ તેના બાપનું સર્વ વૃતાંત તેને સમજાવી આપ્યું. તેથી બાપને મળવા જવા તથા પોતાનું પરાક્રમ દેખાડવા ચતુરસિંહ તત્પર થયો. માતાએ તેને બે રસ્તા બતાવ્યા. જો કે એક રસ્તો, ઉજેણથી ત્રીસ માઇલ તથા બીજો વિસ માઇલ લાંબો હતો. હવે ટુંકે રસ્તે જતાં ચોર પિંઢારાનો ભય હતો. અને ત્રિશ માઇલનો લાંબો રસ્તો નિર્ભય હતો. બે રસ્તાની બાબદ સમજાવ્યા પછી ખર્ચને માટે પાંચ રત્નો તથા ખાન પાન સારૂ ભાતુ આપી શશીકળાએ પુત્રને રવાના કર્યો. માતાનો મહેલ છોડી તે રસ્તે પડેલા ચતુરસિંહે વિચાર કર્યો કે, 'લાંબે રસ્તે ફરીને જવા કરતાં ટુંકે રસ્તે કાં ન જવું ? ચોર વગેરે મને શું કરનાર છે ? તે તો જાણવામાં આવશે તથા રાજકુંવરનો હાથ તેઓ પણ જોશે તો ખરા ! એમ કહી તે ચોરાટીઆને રસ્તે ઉજેણી જવા વિદાય થયો.

---

## વાર્તા બીજી.

---

### ચતુરસિંહ અને ચોર.

માતા પાશેથી નીકળીને ચતુરસિંહ રસ્તે પડયો. આશરે આઠેક મૈલ પર પહોંચ્યા બાદ તેને એક તલાવડી મળી. તીમણ ભાતુ ખાઇને આગળ વધવાની ઇચ્છાથી તેણે એક ઝાડ નીચે વસ્ત્રાદિક મુકીને ન્હાવા તલાવડીમાં ઉતર્યો. ડુબકી મારીને માંથું બ્હાર કાઢતા જોયું તો કોઇ ચાર જણને એક બાજુ ઉભા રહીને કંઇ મસલત ચલાવતા દીઠા. જરૂર આ

ચોર લોકો છે. એમ એના મનની ખાત્રી થતાજ તેણે ફરી ડુબકી મારી પાછાં નીકળતાં કમ્મરમાંના પાંચ રત્નોમાંથી એકને છુટું હાથમાં લઇને બ્હાર નીકળ્યો. નીકળતી વખત બોલ્યો કે . 'અરે યારો! આ તલાવડોમાં તમે રોજ ન્હાતા હશો? આનું નામ શું?

ચોરો—એને રાન તલાવડી કહે છે.

ચતુરસિંહ—નહિ, નહિ, દોસ્ત? એનું નામતો રત્ન તળાવડીઘટેછે.

ચોરો—એમ કેમ?

ચતુરસિંહ-ડુબકી મારતાંજ મને રત્ન મલ્યુંછે. એમ કહી હાથમાંનું એક રત્ન તે લોકોને દેખાડયું, બીજી વખત કાઢવાને ચોરોએ ફરમાવતાં બીજી ડુબકીથી એક બીજું રત્ન કાઢી લાવ્યો, જ્યારે ત્રીજી ડુબકી મારવા પીંઢારાઓએ સુચવ્યું તે મુજબ ત્રીજી ડુબકી મારીને તે બીજા બે રત્નો કાઢી લાવ્યો. આવી રીતના ચાર રત્નોની અકસ્માત આયાત જેઇને ધાડપાડુ લોકો લલચાયા અને તેણે આવેલા રાજકુંવરને લુંટવાને બદલે પોતે આજ સુધી અનેકાને લુટવા બાબતનો પસ્તાવો કરવા લાગ્યા, અને પ્રતિજ્ઞા કરી કે, 'અમને રત્નોનો લાભ થાય એટલે આજથી અમે પણ આ લુટફાટ ચલાવવાની આ ખરાબ હરામખોરીનો ત્યાગ કરીશું?" એવી પ્રતિજ્ઞાથી કપડાં વગેરે કાઢી તથા નાયકનો ઘોડો અને સર્વેનો પોશાક તે વટેમાર્ગુ કુંવરને સોંપી પોતાનાં પાછલાં પાપોનો પસ્તાવો કરતા તલાવડીમાં પડયા.

ઉંચુ જોઇ ઇશ્વરનું સ્મરણ કરીને ડુબકી મારી રત્નો કાઢવાના કામમાં રોકાયા કે રાજશાર્દુલ ચતુરસિંહ તેઓના ડ્રેસને ફેંકી તથા તેઓની લુંટનો નગદી માલ કબજે કરીને નાયકના ઘોડા પર સ્વાર થઇને છ પાંચ ગણી ગયો. અને તે સીધો શહેરમાં પહોંચ્યો.

શહેરની ભાગોળે આવીને સર્વ સામાન સંભાળી લઇને હવને હા-

કી મુકયો. હવે શહેરમાં કયાં જવું ? અને કેમ કરવું ? આ બાબતનો તેને મોટો વિચાર થઇ પડયો. અહીં આપણું કોઇ પણ ઓળખીતું નથી. એમ ધારીને તેણે તર્ક કાઢ્યો કે, જેમ પંખીમાં કાગડો અને પશુમા શિયાળ શહાણા છે. તેમજ મનુષ્યમાં નાપિક (હજામ) તથા (ફુલ વેચનારી) જાત ઘણી ધુર્ત હોય છે. એમ ધારીને તેણે એક વૃદ્ધ અને સમજુ ફુલ માણસના ઘરમાં જઇને મુકામ કર્યો. તથા તેણીને સમજાવ્યુ કે, લોકોના પુછવાથી તારે કહેવું કે, મારી બેનનો દીકરો તે ભાણેજ મારે ઘેર આવ્યો છે એમ સુચવજે.

આવી રીતનો બંદોબસ્ત કરી પોતાનું આસન દ્રઢ કરીને પછી તેણે પોતાનાં ભવિષ્ય કાર્યનો આરંભ કર્યો. તેણે પ્રથમ પેલા ચાર પિંઢારાઓની વધુ દુર્દશા કરવાનો મનસુબો નકી કર્યો અને તે ઠરાવ પ્રમાણે તે ચોરવાડ (જ્યા ચોરનોજ વાસછે)મા ગયો. ચોરના મહોલ્લામાં પહોંચતાજ તેણે પુકારીને બોલવા માંડયું, જોશી બાવાના વેશથી ગઅેલા ચતુરસિંહે, ત્યાં જોશીપણું દેખાડવા માંડયું. રાડ પાડીને તે બોલ્યો કે, 'અરે ભાઇઓ અને બેનો! આજ ઘણા દિવસે તમારા ફળીયામાં જોશી બાવાના પગ થયા છે. ભુત ભવિષ્ય કે વર્તમાન જે કાંઇ પુછવું હોય તે બેશક મને પુછવું હું યોગ્ય અને સાચે સાચુંજ કહીશ.

તે સાંભળી લઇને સઘળા મહોલ્લાની સ્ત્રીઓ એકઠી થઇ. તેણીઓને જોઇને જોશી બાવો વધુ આડંબરથી બોલ્યો કે 'આ ફળીયામાં એક જીવતી ડાકણ રહે છે, તેણી તે બાઇ બચ્ચાઓનેજ ખાય છે. જેથી સૌ સ્ત્રીઓએ પોત પોતાના બાળકોને સંભાળવા સમી સાંજ વખતે ઉઘાડે માથે આગણામાં જવા દેવા નહી. વળી તેના પુરાવામાં એવું કહું છે કે, આ મહોલ્લામાંથી એક જણ પરદેશ ગયો છે અને બાકીના બીજા ચાર જણને શિકારે ગયા છે.'

જોશી બાવાના ઉપલાં દષ્ટાંતિક બોલવાપર ભરૌંસો આવવાથી સઘળી સ્ત્રીઓ જોશી બાવાને ઘેરો ઘાલીને એકઠી થઇ ગઈ.

એકઠી થયેલીમ એક જણીએ બીજી ત્રણ સ્ત્રીઓને દેખાડતાં બોલી કે, જે ચાર જણાઓ શિકારે ગયા છે એમ આપે કહયું છે, તેઓજ આ ચાર જણીઓના ધણી છે તે ક્યારે ને કેમ કરીને આવશે તે કહેશોજી.

આડંબરથી મેન મેખ વરખને મંહુનને, જેવું જાણ્યું તેવું દીઠું ધન, મકરને, કુંભ શીદને મારેછે ખુમ વગેરે આડુંઅવળું બર-બડતા આંગળાનાં વેઢા ગણીને જોશી બાવા બોલ્યા કે, ચારે જણ જમીને ગયાછ. સાચું હોય તો હા નહીં તો ના કહેજો,શરમાશો નહિ. તે બાબત ખરી હોવાથી સઘળીઓએ કબુલ કરી.

બાદ જોશીરાજ આગળ બોલ્યા કે, તે ચારે જણા આજે બહુ ભારી શિકાર લઇને આવનાર છે. તેઓ એટલું બધું દ્રવ્ય લાવશે સાત પેઢી સુધી ખાતાં ખુટનારજ નથી. જોશી બાવાના આ આ-સ્તા ઉત્પન્ન કરનારા પ્રેમાલ વચનોથી પ્રેમઘેલી જેવી બનેલી ચાર પત્નિઓ બહુ ખુશ ખુશ થઇ ગઇ. તાલ જામ્યો જોઇને જોષીબાવા વધુ ચલાવા લાગ્યા.

**જોશી**–( આશ્ચર્યથી ) હા !! હા!!! પણ વચ્ચે રાહુ નડે છે તેની પુરતી શાંતી થવી ઘટે છે કારણ કે સૂર્ય ચંદ્ર જેવા સમર્થને પણ ગ્રહો બાધ કર્યા વગર રહેતા નથી.

**સ્ત્રીઓ**–ત્યારે તો તેનું કંઇપણ નિવારણ થવું જોઇએ મહારાજ.

**જોશી**–નીવારણ થવું કાંઇ સહેલ નથી. ગરીબોનું તે કામ નથી રાજ રજવાડા પણ રાહુનું નિવારણ કરવા પુરતું સામર્થ્ય ધરાવતા નથી, તો પછી બીજાનું ગજુંજ શું ?

સ્ત્રીઓ–મહારાજ અમને જણાવો તો ખરા! અમારી શક્તિ પ્રમાણે અમે પાછી પાની નહિ કરીશું કારણ કે તમો જે જણાવશો તે અમારા ફાયદા સારૂ, એ અમે સારી પેઠે સમજીએ છીએ. જેથી આપ ફીકર ન કરો.

ભોળપણે ભોળવાએલી ભામીનીઓને ભાળીને જોશી બાવો ખુશી થતાં બોલ્યા કે, 'વાર ! બાઇઓ પરોપકાર અને તમારા ભલા સારૂ હું યોગ્ય ઉપાય લઇશ. માત્ર હોમ સારૂ હીરા માણેક મોતી વગેરે જવાહીરની જરૂર છે. પ્રમાણતો સવ્વામણ પક્કાનું છે, પણ ગરીબમાં ગરીબ હોય તો સવ્વાસેર પક્કા સુધીએ ચલાવી લેવાય. જોશી બાવાના આ ખરેખરા વેદ વાક્યોછે એવું માની લઇને તે ચોર સ્ત્રીઓએ ઘરમાંથી જે કંઇ જવાહીર નીકળ્યું તે બધું અ યંત દ્રવ્યના લોભથી લાવીને જોષી બાવા આગળ રજુ કર્યું.હોમાદિકના આડંબર રૂપે ધુપ ધુમાડો કરીને તે સર્વ દ્રવ્ય જોષી બાવે ઝોળી નશીન કર્યું. અને પછી પોતે ચાલતા થયા. જતી વખતે જણાવી ગયાકે દ્રવ્યની તાણથી ગૃહની અર્ધ શાંતિ થઇછે તેથી ગ્રહ હજી એક-વાર પોતાનો ભાવ ભજવશે તે એવી રીતેકે, ચાર રાક્ષસને તમારા સ્વામી રૂપ બનાવીને તમને ઠગવા અહીં મોકલી આપશે. તેઓ અર્ધ રાત્રને વખતે આવશે, જો તેઓને પતિ ગણીને ઠગાઇ જશો તો તમારૂં સર્વસ્વ લુંટી જઇને તમારા પતિઓનો પણ પ્રાણાંત કરશે. જેથી ચેતીને ચાલશો તો સારૂ થશે, જેવી વર્તણુક તેઓ કરે તેવીજ તમારે સામી ચલાવવી જોઇએ; તોજ ફાવશો અને સવારે અગણિત દ્રવ્ય સાથે તમારા પતિઓ તમને મળશે. એમ વાત બેસાડી દક્ષણા આવતી કાલ પર લેવાની રાખી જોષી બાવાનો ભરોસો લાવી તે સ્ત્રીઓ પોતાના કમાડ વાશીને ઘરમાં પેશી ગઇ.

પ્રિય વાંચક ! ! ! હવે પેલા ચોરોની શી દશા થઇ તે તરફ તારૂં લક્ષ ખેંચ. તે ચારે જણા સાંજ સુધી તલાવડીમાં ડુબકી મારતાં મહેનત કરી કરીને થાકયા તોપણ તેના હાથમાં તો રત્નોને બદલે પથ્થરજ આવ્યા. છેવટ સંધ્યાકાળ થતાં થાકીને લોથ થયેલા તથા સરદીથી અકડાઇ રહેલા ચારે ચોર બહાર નીકળી ઘોડાને વસ્ત્રો તરફ આવ્યા. જ્યાં માલ કે ઘોડા કશું પણ મળ્યું નહી ફક્ત પહેરવના થોડાં ઘણાં ચીથરાંજ હાથ લાગ્યા. હવે કેમ કરવું ? અને ક્યાં જવું ? તેનો વિચાર કરતા ઝાડ નીચે બેઠા. રાત પડી, અંધારૂં થયું, તથા એક બીજાનું મોઢું ન દેખાય એટલી હદ સુધી રાત થઇ ગઇ. ત્યારે તેઓ મ્હોલ્લામાં આવી પહોચ્યા, પણ અહીં તો જોષી બાવાનો જાદુઇ પ્રયોગ પ્રવર્તી રહ્યો હતો. ચાર રાક્ષસોના ભયથી ફળીયાના તમામ ઘરો કાંપી રહ્યા હતાં, પોત પોતાનાં ઘર આગળ આવીને તેઓએ કમાડ ઠોકવા માંડ્યા પણ દૈત્યોની ભ્રાંતીથી અંદરની સ્ત્રીઓએ ઉત્તર સરખો વાળ્યો નહીં. જેથી ખીજવાઇને તે લોકો દરવાજા તોડીને ઘરમાં પેઠા. પણ આગલી સલાહ પ્રમાણે ભોળી નારીઓ સુવાને બદલે દૈત્યાશ્વાસન સારૂ હળ સુશળાદિ થઇને બેઠીજ હતીઓ. તેણીઓએ તાબડ તોબ તેનો ઉપયોગ કરવા લાગીઓ. અંધારામાથી ધોકા અને સાંબેલ પોતાના પર આવતા જોઇને તેઓ ગભરાણા અને બોલતા બંધ થયા. તથા મારથી કાયર થયા. કોઇ જખમી થયો કોઇ વધુ ઘાયલ થયો કોઇ મરણ તોલ થયો અને નાયક તો મરીજ ગયો. બીજા ત્રણ જણા નાયકના સબને ઉપાડીને નાશી ગયા, સવાર સુધીમાં તે મુડદાંની બ્યવસ્થા કરી; સુર્યોદય પછી પાછા ત્રણ જણ ઘેર આવ્યા. દ્રવ્ય વિહણા ત્રણ જણાને આવેલા જોઇને સ્ત્રીઓએ પુછ્યું કે, તમે ઘણું દ્રવ્ય લાવનાર હતા. તે તથા નાયકજી ક્યાં છે ? તેમ રાક્ષસો

તમને ક્યાં મળ્યા હતા ? સ્ત્રીઓના પ્રશ્નથી સંદેહમાં પડીને પોતાના વૃતાંત સાથે તેણીઓનો સર્વ વૃતાંત સમજી લીધો, અને દુનિઆને લુટનાર તથા ઠગનાર પોતાઓને આવી દશાએ પહોંચાડનાર બાલ ઠગની હિમ્મત અને ધુર્તના પર આશ્ચર્ય પામી તે લોકો મનમાંને મનમાં સમસમીને છાના બેઠા. પણ તેનાથી છાનું બેસી રહેવાયું નહીં, અને પાછા તે ત્રણે જણા એકઠા થઇને વીચાર કરવા લાગ્યા કે આપણને ને આપણી સ્ત્રીઓને ઠગી, આપણું દ્રવ્ય લુંટી જનાર તે બાળ ઠગને શોધી કાઢી તેની ખબર લેવી જોઇએ ! જો આપણે તેની ખબર નહી લેશું તો, તે બાળ ઠગ જરૂર આપણને ધીક્કાર્યા વગર રહેનાર નથી માટે તેને પ્રથમ આપણો હાથ બતાવવો જોઇએ ! આવી રીતે તેઓએ ઘણીવાર સુધી તે બાલ ઠગને ક્યાંથી શોધી કહાડવો અને તેને કેવી રીતે ઠગવો તેને માટે અનેક યુક્તીઓ યોજી જોઇ પણ તેમની એક યુક્તી પણ બરોબર ન સુઝવાથી આખરે તમાચો મારીને તે બાળ ઠગને ઠગવાનો વીચાર માંડી વાળ્યો અને પોતાના અસલ ધંધામાં લાગી ગયા.

---

## વારતા ત્રીજી.

### વેપારીઓને ઠગ્યા.

પ્રીય વાંચક ! ! માલણ પૈસાની લોભી હોવાથી નવા પરોણા ચતુરસિંહ તેણીની ઇચ્છાનુસાર ખર્ચ પુરો કરવા તથા વર્તણુંક ચલાવવી શરૂ કરી.

બીજે દીવસે પરોઢીયે ઉઠીને ચતુર શીરોમણી ચતુર મોતી બજાર ( મારકીટ ) પાસે ગયો અને ત્યાં બેઠેલા મજુર ટોળીમાંના

બે ખબરદાર હમાલોને પસંદ કરી પોતા સાથે લીધા, રસ્તે ચાલતા હેલકારીઓને પુછ્યું કે' ' હું તમને નોકરી રાખવા ચાહું છું, જો તમારી મરજી હોય તો તમે પગાર વગેરેનું બોલી નક્કી ઠરાવો, એટલે હું તમને આજથી કાયમ કરી આપીશ.'

મજુરો પોતાની યોગ્યતા પ્રમાણે પગાર વગેરેનું સ્પષ્ટ બોલ્યા. તેની મજુરી કરતાં તેથી પણ વધુ બબે રૂપીઆ આપવા કબુલ કીધી ગરીબ લોકોને ખર્ચવામાં અડચણ ન આવે એમ ધારીને પાંચ પાંચ રૂપીઆ અગાઉ પગાર પેટે આગળથી કાપી આપ્યા જેથી મજુરો અત્યંત વીશ્વાસયુક્ત પ્રસન્નતાથી વશ થયા.

બે નોકરો સાથે આગળ વધતા ઠગરાજ ચતુરસીંહ વીચાર કરતો ચાલ્યો કે, જે ' મારવો તો મીર, ફકીર પર શો હાથ કરવો.' ગરીબ લોકો અસમર્થ હોવાથી સાધુ પંકતીમાં ગણવાને લાયક છે અદાતા ' કરોડોપતી કોટીધ્વજ ' પણું ધરાવતા છતાં દાન કે ભોગમા લક્ષ્મીનો વ્યય કરતા નથી, જેથી તેની નિરૂપયોગી જેવી છે, દોલત ધનનો દાન તથા ભોગમાં ઉપયોગ ન થાય; તો પછી નાશજ થવો ઘટે છે.

જેથી એવા ગ્રહસ્થોનેજ ધીરજથી શોધી કાડવા એજ ઉત્તમ નીતી છે અને તેમાં ધર્મ પણ જળવારો, તથા ઇશ્વર મદદ કરશે. ' હીમ્મતે મર્દા, તો મદદે ખુદા ' એવો નીશ્ચય કરી કોટીધ્વજ, પણ મહા લોભી એક ઝવેરી બાબુની બડી દુકાન પર બે નોકરો સાથે ભરપુર રૂવાબથી ચઢી ગયો. નુતન તરૂણ અને તેજસ્વી મહાન વેપારીને પોતાને પાટીએ ઉભેલો જોઇને બાબુ સાહેબ ખુશ મીજાજમાં આવી ગયા. પહેલા પહોરે બ્હોણી વખતે સુપાત્ર ઘરાકના પવીત્ર ચર્ણોનો પાડ માનીને બાબુએ તેને પોતા પાસે બેસાર્યો, અને

આગતા સ્વાગતા સાથે પ્રશ્ન કર્યો કે, 'કહીયે શેઠજી શી ઇચ્છા છે ? આપને અનુકુલ સર્વ ઝવેરી વસ્તુનો સંગ્રહ દાસની દુકાનમાંથી મળી શકવા અડચણ નહીં આવે.

બાબુ ગંભીરતા ભરેલા, પણ લોભ યુકત સ્વાર્થ સંબંધના ખુશામતી વચનોના ઘણા સાદર સાથે સત્કાર કરતા સંતોષથી ચતુરસીંહ ઓચર્યો કે, બાબુજી! પીતુ આગ્નાથી જે બોલતા લાજ આવે એવા મહા સુકાર્ય સારૂ રૂપીઆ પાંચ લાખનું જવાહીર ખરીદવા આવ્યો છુ, લગ્નો પ્રસગે શીશી ચીજો અને કેટલી કીંમતની જોઇયે, તેની એક યાદ સાથે મને મારા બાપુને બતાવવા દેવો જોઇયે. દેખીતો લાખનો લાભ જોઇને લોભી બાબુ લલચાણુ. કાગળના એક આખા તાવ ઉપર પોતાના હાથથી બરતીલું તઇયાર કર્યું અને તે પ્રમાણે રૂપીયા છ લાખની કીંમતનો માલ નવા ઘરાકના કાબુમાં આપ્યો

બેમાંના એક નોકરને ત્યાં બેસાડી બીજા નોકર પાસે માલ ઉપડાવીને તેવાજ ગુણવાળા એક કાપડીયાની દુકાન પર ગયો ત્યાં પણ તેવોજ પ્રપંચ કરી બીજા નોકરને ત્યા બેસાડી રસ્તે જતા માલનના નોકરને હેલકરી તરીકે સંકેતથી સમજાવી બોલાવીને તેણી પર માલ ચઢાવીને મુછના વાળ વાળતો અને છાતી ઠોકતો ચાલતો થયો. ખરૂં છે કે લોભનો થોભ નથી. લોભે લક્ષણ જાય.

અહીં દુકાનો પર વાટ જોતાં જોતાં નીયમથી વધારે વખત પસાર થઇ ગયો તેથી ચીન્તાક્રાંત થયેલા પેલા શેઠોએ નોકરોથી તપાસ ચલાવી પરંતુ તેઓએ ઉત્તર આપ્યો કે, અમો આજજ રહેલા નવા નોકરો છીયે. શેઠજીના ઘરબાર કશુ જાણતા નથી. માલ ધણીઓએ ઉભય નોકરોને સમજાવી પટાવી સાથે લઇ ( પોલીસ

ફોજદાર ) સામે લઇ જઇને ઉભા કર્યા. તપાસ કરતાં મજુરો નિર્દોષ કરવાથી તેઓને છોડી મુકતાં ચોરની તપાસનો દીલાસો આપી ઉભય વેપારીઓને ફોજદારે રવાના કર્યા. જેઓ ચોરની માની પેઠે ચુપ બેશી રહ્યા. લુચ્ચા ઠગે વેપારીઓને અને વેપારીઓ ઠગે ગામને, એતો આ દુનીયામાં આપણે ખુલે ખુલ્લી રીતે જોઇએ છે. અને એમાં કંઇ નવાઈ જેવું નથી.

---

## વાર્તા ચોથી.

---

### હજુરમાં ચોરી.

તે દીવસે રાતના ચતુરસીંહે રાજવાડો જોવા પોતાની ઇચ્છા વૃદ્ધ માલણને જણાવી. તે સાંભળી ભયથી બુઢ્ઢી બોલી કે, 'બેટા આકાશના ફુલની પેઠે તારી આ ઇચ્છા છે.'

જ્યાં મારા વગર પરસ્ત્રીનો પણ પ્રવેશ નથી, ત્યાં તને લઇ જતા મારી અને તારી શી દશા થાય બેટા ? તેનો તે કાંઇ વિચાર કર્યોછે ?

મા કાંઇ નહીં.' પરસ્ત્રીને જા કે હુકમ નથી, તોપણ વને લગતી તારી સાથેની સ્ત્રીને ત્યાં લઇ જતાં કોઇ પણ હરકત કરી શકે નહીં. જો હું સ્ત્રીને રૂપે તારી સાથે આવું, અને તારી ભાણેજ તરીકે મ્હેલ જોવાના મષથી મને તું અંદર લઇ જાયતો, તેમાં તને ડખલ પહોચાડવા તત્પર થઇને કોઇ પણ આડી લાકડી કરશે નહી. એતો નક્કીજ છે. છોકરાની એ સલાહ ડોશીને હૈયે જડાઇ ગઇ, તેણી તેને એવાજ પ્રપંચથી સહવારના સાથે તેડી જવા કબુલ થઈ આખી બાપોજ શાંતથી સુખ દેરીને આ દિન થઇ ગયા.

બીજે દીવસે પોહ ફાટતાં ઉઠીને ઠરાવ પ્રમાણે ચતુરસિંહે એક તરૂણ સ્ત્રીનો વેષ ધારણ કરીને માલણનો હાથ પકડી બીજા હાથમાં ફુલ છાબડી પકડી રાજવાડા તરફ રવાના થયાં. મહેલના દરવાજા આગળ આવીને ચોકીદારને સમજાવીને અંદર દાખલ થઇ ગયા.

રાણીજીના પુછવાથી પણ માલણે ઉપર પ્રમાણે જવાબ આપ્યો જેથી રાજી થઇ રાણીજીએ સર્વ મહેલ ફેરવીને નવી છોકરીને દેખા. ડયો તમામ રસ્તા ધ્યાનમાં લઇ માલણ સાથે ચાલતાં નવાંનાઇ પાછાં મુકામે આવ્યાં. હવે ભાઇજી કેવા તડાકા સાથે રાજાને ભડાકો બતાવે છે.

હવે તે દીવસે રાત થયા બાદ ગામમાં સોપો પડવા પછી ખીલાઓની એક થેલી અને હથોડી સાથે પાછા ભાઇબંધ રાજમહેલ આગળ પહોંચ્યા. ત્યાં એક ખુણામાં ભરાઇ બેઠા. જ્યારે જ્યારે ઘ-ડીયાળના ઠોકા પડે ત્યારે તેની ગડગડાટમાં ખીલા ઠોકી દે એવી રીતે છેક ઉપર સુધી ખીલાઓની એક જેવી સીડીજ બનાવી દીધી. તે રસ્તેથી ઉપર ચઢીને કેટલુંક જવાહીર હાથ કર્યું પણ તે બાબત રાજાના જાણવામા મોડી આવે તેથી રાજા રાણી જે ઠેકાણે સુતાં હતાં ત્યાં જઇને રાજાની હાથની પહોચી તથા રાણીના ગળામાંનો રત્નજડીત એકાવન હાર કાઢી લીધો, બાદ પાછો ઉતરીને ઠેકાણે જઇ પોડી રહ્યા.

સવારે ઉઠી રાજા જુવે છે તો પોતાના હાથમાં પહોંચી નથી; એટલામાં રાણીનો હાર ગયાના સમાચાર પણ સાંભળ્યા તેવામાં જવા-હીર ચોરી જવાની બુમ પડી. તે સાંભળી રાજા ચોંકી ગયો.

આ બાબત કેમ બની? તેનો તપાસ કરવા પ્રધાનજીને આજ્ઞા આપી રાજા નીત્ય નીયમાનુસાર કરવા પોતાના બીજા ભુવનમાં ગયો

---

# વાર્તા પાંચમી.

---

## કોટવાલની કમબખ્તી.

પોતાના કાર્યથી પરવારી ચોરીની રાહ જોતા રાજા શાર્દુલ વીર વીક્રમ સભાસ્થાને મધ્ય સીહાસનારૂઢ થયો, વાટ જોતાં જોતાં આખો દીવસ થયો, ત્યારે પ્રધાન અને કોટવાળે આવી ચોર ન મળ્યાની બાતમી આપી તેથી આશ્ચર્ય પામી રાજાએ ચોરને પકડવા બીડું કાઢયું, જેને કોટવાલ સાહેબે પોતાનું પરાક્રમ દેખાડવા પ્રેમથી ઝડપ્યું. ગામમાં રાતના અગ્યાર કલાક પછી કોઇ ફરે નહી એવો ઢંઢેરો પીટાવીને ગલી ગલી, નાકે નાકાં તથા રસ્તે રસ્તામાં પુરતો પોલીસનો બાપનો રાખી ઘોડેસ્વારીથી ખુદ કોટવાલ સાહેબ પોતે એકલોજ રહ્યો.

અહીં રાજ બીજ ચતુરસીંહે આજે કોટવાલને ફસાવા મસલત કરીને રાત્રે એક મનહર સુંદરીનો શણગાર સજી હાથમાં પુંજાનો સામાન લઇને દેવી પુજવાને નીમીતે રાતના બાર વાગે બહાર પડયો.

એકાંત ગલીને રસ્તે રૂમઝમ રૂમઝમ ઝમકાવતી કંઇ રૂપવંતી ગુણસુંદરી આવે છે. એવો વીચાર નુપુરના અવાજથી કોટવાલ કાકાને આવ્યો તેથી પોતાનો અશ્વ પાછો ફેરવીને મનહરણી રમણી તરફ વળ્યો, છેક લગોલગ આવીને પોલીસ ચોકસી ચલાવવા લાગ્યો, પણ બાઇજીએ બહુ ધીરજથી ઝીણે સ્વરે ઉતર આપ્યો, હું નગર શેઠની દીકરી છું અને દેવીનું વ્રત હોવાથી પુજા કરવા જાઉં છું, જો કે કોટવાલે બહુએ પોલીસપણું વાપર્યું; પણ આના કટાક્ષ તથા હાવભાવ આગળ કશું પણ ચાલ્યું નહી, છતાં ઉલટાં તેણીના પ્રેમને વશ થવું પડયું. અને

પ્રેમની ને પ્રેમની વાતોમાં છેક ચાવડી સુધી આવી પહે.ચ્યા, કામાંધ-પણેથી પાખવાસના વાળા ફોજદારે થાણાના સરવ સીપાઇ નાયક, હવાલદાર તથા જમાદાર વગેરેને જ્યાં ત્યા રોનો ફરવા રવાના કરી આપ્યા. હવે એકાતમાં ઉભય એકલાંજ રહ્યા, હવે જોઇ લેજો કે કોટવાલની કોટવાલીની શી દશા થાય છે, કોટવાલ પણ જાણશે કે મારા માથાનો એક ઠગ મળ્યો હતો.

એક હાથ છેટે રહીને વેષધારી ઠગણીએ, કોટવાલને પાણી પાણી બનાવી દીધો. ખુબ રંગમા મીલાવીને પાસે પડેલી બેડી તરફ નજર કરતા ઠગનીએ ધીરેથી મંજુલ સ્વરે કહ્યું કે, વારૂ સા-હેબ આ શું છે ?

કોટવાલ—એને બેડી કહે છે. ન માનનારા ચોરના પગ તેમાં ઠસાવી મારવાથી ત્યારેજ ખરો ગુન્હો કબુલ કરે છે.

ઠગની—વારૂં ! ? તેમાં કેમ પગ પડે ?—ને જરા મારો ગોઠ-વીને મને બતાવોની. કે તેમ કરતાં કેટલી વેદના થાય છે.

કોટવાલ—ઘેલાં થયાં કે શું ? તમારા કોમળ પગને એટલી તસ્દી દેવાય ? પગમાં બેડી પડતાંજ પગ સુઝી બાંધુ જેવો જાડો થઇ જશે.

ઠગની—પોતાના અનુભવને વાસ્તે થોડું ઘણું દુઃખ ભોગવવું પડે તો શી હરકત છે ? એવો અનુભવ મળવાથી આગળ જતાં મને લાભ થશે !

કોટવાલ—છટ, છટ નોન્સન, એમ કદી પણ ન બને. કમળ જેવા તમારા ચરણને કાષ્ટ બંધનનું દુઃખ દેખાડી અનુભવ કરાવવા કરતાં હું પોતાનાજ શરીરથી અનુભવ કરાવી આપુ તો કેમ ?

ઠગની—અરે, રામરામ !!! તમારા જેવા મોટી ઉમરના હાકેમ

હલકા કાર્યમાં જોડાય ? મારે માટે કશી હરકત નહીં.

કોટવાળ—વાહ !!! નગર શેઠની કુંવરી આપ જેવીઓના ચર્ણાવીંદને વગર અપરાધે બેડીમાં ફસાવવા મારા જેવા અમલદારને શોભે ? જુવો હું તમને દેખાડું. એમ કહી કોટવાલે પોતાના બે પગ બેડીમાં ગોઠવી તેને તાળું કેમ મારવું. તે પણ પોતાની પ્રેમીલાને શીખવ્યું. તે પ્રમાણે ઠગની બાઈએ તુર્ત અમલ કરીને મનમાંને મનમાં કોટવાલની ચતુરાઇ માટે હસવા લાગ્યો.

તાળું દઇ ચાવી ખીસામાં મુકીને કોટવાળનો કાન ઉમેરીને કહ્યું કે મુર્ખા જે ચોરને પકડવા બીડું ઝડપ્યું હતું તેનું સામર્થ્ય તો જો.

તેજ ચોર, અને ચતુરસિંહ નામનું નામ ધારણ કરી સર્વને ઠગનાર પોતે છે. હવે ઓળખ્યો ! રાંડના કોટવાલી કરતાં ભુલી જવાનો !

ઉપલા શબ્દો સાંભળતાંજ કોટવાલ કાયરપણેથી ખેદાશ્ચર્યમાં પડયો. અને બાઇ સાહેબ ગુમ થઇ ઠેકાણે પહોંચી ગયાં.

પ્રાતઃકાળે ચોકીવાનોએ આવી સ્થિતીમાં કોટવાળને જોઇને કકળાણ કર્યું. જેથી આખા ગામમાં હાંસી થઇ. છેક હજુરમાં વાત પહોંચી. તેથી રાજા તો ખડખડ હસી પડયો. અને ફરીવાર બીડું તૈયાર કર્યું. તે એક ધુર્ત વેશ્યાએ સ્વીકાર્યું.

---

## વાર્તા છઠ્ઠી.

---

### વેશ્યાને ઠગી.

કસબણે બીડું ઝીલ્યાની વાત માલણે ચતુરને વીદીત કરી માલણની વાત પરથી ઠગરાજે હવે વેશ્યાને વશ કરવાનો ઠગે ઠરાવ કર્યો. સમય સુચક રાજનર ચતુરસિંહ ચપળતાથી ઉઠયો; અને એકદમ

બહાર પડયો. હયબજારમાં જઇ તેણે એક સારો ઘોડો ખરીદ કરીને ઉત્તમ સામાન સાથે સજ્જ કરેલા વારીની ઉપર સ્વાર થઇ પુર ભપકાથી ઘોડાને કુદાવતો નાજણીના મુકામ આગળ આવી પહોંચ્યો ગંભિર મુદ્રાથી ઉંડા વિચારના ...લમાં ઉભા રાખેલા અશ્વને નચાવતો રામજણીની બારી સામે નજર ફેંકી જોતો રહ્યો. બારીમાં બેસી પાનની નમો ખેંચતી કસબણે કોઇ નવીન લાલને રંગતમાં રમતાં જોયો. જેથી તેણીના મનમાં પોતાના ઉદ્યોગને લગતા વિચિત્ર વીચારો આરૂઢ થયા હવે તેણીએ પણ બારીમાંથી નવા યજમાન સામે નજર ફેંકી.

બેઉની એક દ્રષ્ટી થઇ કે, ચતુરે ચટ સાનથી સમજાવી દીધી કે ધુર્ત તેણી નચે ઉતરી સામી આવી. હાથ જોડી નમૃતાથી બોલી કે અહો રંગી! પધારો. આપનો મનનો મનોરથ સફલ કરીશ. ધુર્તરાજે ઉતર વાળ્યો કે, હે જગત પ્રીયા!! તમારૂં શુભ થાઓ હું દુર દેશાવરનો એક પ્રખ્યાત સોદાગર છું. તે ફક્ત કંઇ દીવસ આ નગરીના દર્શનની ઇચ્છાથી આવ્યો છું તો અમુક મુદત વાસ કરવાને સારૂં સુરક્ષીત મુકામ શોધું છું. એટલુંજ માત્ર તસ્દી માફ કરજો. વાહજી શેઠજી !!! હું કીંકરી જાત છું મને તસ્દી શી? આપ માફ કરીએ અને મારી એક વીનંતી સુણીએ, મારી પાસે બહુ જગા છે; અ હું માનું છું કે તે આપના લાયક છે તેથી, જરૂર આપ તેને સ્વીકારશો. પછી મરજી આપની અરજી મારી છે. વારૂ. જો એમ છે તો બીજું શું જોઇયે? ભાવતુંતું ને વૈદે કહ્યું. એમ બોલતો ચતુર ઘોડેથી નીચે ઉતર્યો. વેશ્યા ઘોડો પોતાના ભોંયને તાબે કરી; હાથ પકડીને નવા પરોણાને અંદર લઇ ગઇ.

પોતાથી બનતી આગતા સ્વાગતા કરી પરોણાને શાંત કર્યો. બાદ કશું ખાવા વિષે વેશ્યાએ પુછતાં ભાઇએ જણાવ્યું કે, હું ફરા-

જ સીવાય કશું ખાતો નથી. તે હું જાતે જઇને લઇ આવું છું, એમ કહી જાતે લેવા ગયો. તે પોતે ઠગજ. પછી પુછવું શું? મરજી પ્રમાણે કૃતિમ કરી તુર્ત પાછો મરડયો. ઉતારામાં આવી ઉભય ફરા- ળ કરવા બેઠાં. કેશી વસ્તુની ઉત્તમ મીઠાઇ વેશ્યાના મુખ આગળ મુકી. અજાણે તેણીએ તે પ્રેમથી ખાધી અને બંદા પણ તૈયાર થયા બાદ સુવાનો વખત થવાથી એક પલંગ પર બેઉ સુખથી સુઇ ગયાં. કેફના આ ઘેનથી કસબણ બેભાન બની જઇને નીંદ્રામાં વશ થઇ ગઇ, કે બંદાએ ઉઠી રાંડના ખીસામાથી ચાવી ઝુડો કાઢી તેણીના દાગીનાની નાની નાજુક સંદુક ચટ દઇને ખેલી નાખી તેમાના માલનું પોટલુ બાધીને છ; પાંચ ગણી જઇને ચતુરસીંહ માલસુ પુરમા નીરાંતે જઇ સુતો.

સવારમા ઉઠીને વેશ્યા પ્રીતમને પાસમાં ન જોવાથી સાવધ થઇ હતી. આમ તેમ જોવાથી જુવાન ન જણાયો ત્યારે તબેલા તરફ નજર ફેંકી ઘોડો બાંધેલો જોઇને ઘડીમાં આવશે એવો ધાર- ણાથી નીત કર્મમાં વળગી ગઈ. સવ્વા એક પ્રહરમાં સર્વ દેહકાર્યથી નીવૃતી પામીને આખ માથુ કરવા દાશી પાસે સંદુક માગી. દાસી સંદુક લેવા ગઇ તો તે ઉઘાડી પડેલી દીઠી. અંદર કશો પણ માલ ન જણાવાથી દાસીએ હેબતાઇ જઈ ચીસ પાડી તે સાભળી શેઠાણી દોડી ગઇ અને સર્વે હકીકત સાંભળીને ખેદાશ્ચર્ય યુક્ત થઇ દીલગી- રીથી તે હકીકત જઇને રાજાને જણાવી. જેનાથી આશ્ચર્ય પામી ગુસ્સાથી જાતેજ ચોર પકડવા રાજાજીએ નિશ્ચય કર્યો.



## વારતા ૭ મી.

### રાજા અને ઠગ.

બીજે દિવસે પ્રાતઃકાળે વીક્રમે ઉઠીને ઢંઢેરો પીટાવ્યો કે, આજ અમારૂં મુકામ ઢેડીવડની નીચે થશે. તે વખતે ઉજ્જન નગરીના નામચિંદ ચોરે મારો હુકો, હાથપેટી તથા પહેરેલી સુરવાળ ચોરી લઇ જવા. ઉપલા ઢંઢેરાથી આખા શહેરને જાણીતું કરવામાં આવ્યું પછી પોતાનો તંબુ શહેરથી બાર કાશને "ઢેડીવડ" કરીને જુનું વડલાનું મોટું ઝાડ હતું તેની નીચે ઠોકાવ્યો. રાતના એકે એક પહેરેગીરોને પક્કી તાકીદ આપી વીક્રમ પ્રભુ પોતે બેપરવાથી નીદ્રાધીન થયા.

હવે અહીં વીફરેલા ચતુરે ઉપલી ચોરી કરવાનો નિશ્ચય કર્યો. રાત્રીના એકાદ વાગ્યાને સુમારે માલણનું ઘર છોડી તે રાજસીંહમંદ શીકારે નીકળ્યો. રસ્તે ચાલતાં વડલાની એક મજબુત વેલ પગ નીચે આવી: તેને ઉપાડી આગળ ચાલતાં એક "ગર્દભ" ચરતો જોયો તુર્ત તેના ગળામાં વેલો નાંખી તેને કબજે કર્યો, પછી ઉપર સ્વાર થઇ તે મુકામનો માર્ગ પકડયો. અને તે ઢેડી વડની જોડેના બીજા વડ આગળ જઇ તે ગધેડાને ઉભુ રાખ્યું અને પોતે વડની મુળી સાથે પેલો વેલો, જે ગધેડાની કોટે બાંધ્યો હતો તે બાંધ્યો. કારણ તે વેલો લાંબો અને મજબુત હતો. વળી તે મુળીપર જઇ આ ડાળેથી ને ડાળે એમ વારા ફરતો ચઢી છેવટ પેલા ગંજાવર વડપર જઇ તંબુમાં મથાળા આગળ પોતાની સાથે આણેલા ચાકુથી એક મોટો ચીરો પાડયો. અને તે તંબુના વચલા થાંભલાપરથી બીજા થાભલે થઇ નીચે ઉતર્યો, અને રાજાના પલંગ તળે ભરાઇ ગયો. થોડી

વારે રાજાને ભર ઉંઘમાં પડેલો જાણી હુક્કો તથા પેટી જે ત્યાં આગળ પડી હતી તે લેવાનો લાગ તો મળ્યો પણ હવે સુરવાળ શી રીતે કઢાય તે બાબત વિચાર કરવા લાગ્યો, તુરતજ સમય સુચકતા વાપરી પલંગની પાસે પડેલો પાણીનો લોટો લઇ તેમાંથી પુષ્કળ પાણી રાજાના પગ આગળ પોંગેટે રેડયું, અને પલંગ તળે ચુપકીથી ભરાઇ રહયો એટલામાં રાજાને ટાઢું ટાઢું લાગવાથી આંખો ચોળતો પલંગપર બેઠો થયો તથા સુરવાળ ભીંજાઇ ગયેલો જાણી કાઢી નાખ્યો. એટલુંજ નહિ પણ તેને નજીકમાં બાંધેલી દોરીપર સુકવવા નાંખ્યો, અને પડોશમાં પડેલું પંચીયું પહેરી લઇને સુઇ ગયો. ભર ઉંઘમાંથી તે જાગેલો હતો તેથી નિદ્રા દેવીએ પાછો તેને ઘેરી લીધો જેથી તે ઘસઘસાટ ઉંઘમાં પડયો. આથી ઠગસેનને અચ્છો લાગ મળ્યો અને પોતાની પીઠપર હુક્કો પેટી બાંધી સુરવાળ કેડે વીંટાળી વચલે થાંભલે થઇ ઉપર ચઢી આવ્યો પછી જે રસ્તેથી આવ્યો હતો તે રસ્તેથી પાછો જઇ સુળીપરથી ઉતરી પડયો. અને સુળી સાથે બાંધેલા વેલાને છોડી નાખી ગધેડાપર બેશી એકદમ ખચખચ અને કેડો મારતો મારતો કુદાવતો કુદાવતો આગળ નીકળી આવ્યો, તથા શહેરમાં પેસવાની વખત થઇ ત્યારે વેલો છોડી ગટરમાં નાંખી દીધો. તેમજ ગધેડાને હાંકી દઇ સ્વસ્થ ચિતે ઘેર જઇ સુતો.

અહી રાજાજી સવારમાં ઉઠીને જુવે છે, તો ત્રણેમાંની એકે ચીજ મળે નહિ ઉપર જોતા તંબુ ફાટેલો જોયો. પહેરેગીરોને પુછતાં બરાબર ચોકી વિષે ખાત્રી થઇ. હવે કેમ થયું ? તે બાબતનો તપાસ કરવા પગીઓને બોલાવ્યા પગ જોતાં ગધેડાનો પગ મળ્યો. તે પગ પકડી ચાલતાં શહેરની ભાગોળ સુધી જણાયો અને ત્યાંથી પાછો ફરી ગયો. તે જોતાં તે પગ જંગલ તરફ ફરયો જંગલમાં જઇને

જોતાં, ચરતો એક ગર્દભ સિવાય બીજું કંઇપણ જણાયું નહિ. લાચારીથી સર્વે તપાસકો પાછા ફર્યા. રાજા નિરાશ થયો. બીજા દિવસે પક્કા બંદોબસ્તથી પકડવા નિશ્ચય કર્યો અને મોતી ચોકની દેવડી પરનો "રત્નહાર" ચોરવા ડાંડી પીટાવી.

---

## વાર્તા ૮ મી.

---

### બોબડાને બાંધી માર્યો.

બીજે દીવસે વિક્રમને કંઇ કચેરી સંબંધના કાર્યમાં રોકાણ થવાથી મોતી ચોકની દેવડીપગના રત્નહારની ચોરી કરવા બાબત આવતા બીજા દિવસ ઉપર મુલત્વી છોડી આપી.

હવે આજે આપણે શું કરવું? રાજાજીએ કાલ ઉપર વાત રાખી છે. તો આજે આપણે કોઇ ત્રીજોજ શિકાર મારવો જોઇયે. માલણ ઘણા દિવસથા રેસમી વસ્ત્રોની ઇચ્છા કરે છે. તેથી આજરોજ રંગારાના બજાર જોવા જોઇએ.

જોઉં તો ખરો કે કોઇ માલે તુંજાર મળે છે કે કોઇ ગામનો માલ ખાડુ મળે છે જે હાથમા આવે તેનો ટોલ્લો રંગવા વગરનો પાછો ફરવાનો નથી તોજ!

એમ વિચારી ચતુરસિંહ સિધો બજાર તરફ ચાલ્યો એક મોટા શંકરના દેવળ નજીક, બોબડા નામનો ખખ્ખો મિત્રને જોતાજ, ચટપટો થઇ ગયો. ઇર્ષાખોરના સ્વભાવથી તેણે નાણા ધીરનાર મિત્રની સાથે પ્રપંચથી બોલવા લાગ્યો, પ્રપંચી લેવા માટે મિત્રે ઠપકો આપવાથી મિત્રનો તેણે તિરસ્કાર કર્યો આવા દુર્લક્ષણ તથા સ્વાર્થ

પરાયણતા અને દોસ્ત સાથે દુષ્મનતાઈથી વર્તનાર બોગડાને ચતુરે ઠામે બેસારવા નક્કી કર્યું.

દુકાનપર જઇ ચતુરે ચતુરાઇથી કહ્યું શેઠજી હું પરદેશથી આવ્યો છું, મારો દેશ કચ્છ ભુજ છે, તમારા બોલવા તથા રીતભાત પરથી જણાય છે કે, તમો પણ કોઇ મારા દેશ નજીકના, મને લાગતા જેવા લાગો છો. સાહેબ હું જાતનો ક્ષત્રી છું.

સારો ગૃહસ્થ અને સ્વદેશની નજીકનો જાણીને રંગારે તેને માન આપતાં પુછ્યું કે, વેઓ શેઠ વેઓ, આંકે કુરો ખપે? આઉં પણ જાતનો ખત્રી રંગારો અઇયાં બકડકઠા અપ્યું. જુઓ નાઇઆ ? ?

તાલ જામ્યો જાણી ચતુરે જવાબ વાળ્યો, કે, બાયો ફીંન, મુકે જરા દારૂ પીનેજી ટેવ આય, તેલા પીઠો વતાંઇમ્હાનઠીક કીધો, તઇયાર અભયા હલો એમ કહી તેને લઇને તુર્ત પોતેપોતાના સ્વાર્થ સારૂ સાથે લઇ ચાલ્યો એક નજીકના મોટા પીઠામાં પેઠા ત્યાં રંગારાનું જાથુનું ખાતું ચાલું હતું તેથી તેણે જઇ તુર્ત એક બાટલી બ્રાન્ડીનો ઓર્ડર આપ્યો પરંતુ પીઠું ગામડી દારૂનું હોવાથી બ્રાન્ડીને બદલે રમ મળ્યો જેને બેઉ જણ પ્રેમથી પીવા બેઠા, ત્યાં જ હોટલ હોવાથી ખત્રીઓને લગતુ ખાવાનું પણ મળી ગયું; બો-બડો રંગારો ખાનાર પીનાર હોવાથી તેને તો ઘી કેળાં થયાં, સ્વાર્થપટુ ચતુરે પણ તેને ગ્લાસ પર ગ્લાસ ભરી દેવા માંડ્યાં, જેથી તે નીશામાં લેહ લુઘર થઇ ગયો, તેની ઇચ્છાથી એક બાટલી સાથે ચતુર તેને એક વેશ્યાને ત્યાં લઇ ગયો. તેને ત્યાં સારી વેશ્યાને એક બાજુ લઇ જઇ ચતુરે બોગડાની તારીફ સાથે તેની ઘણીજ બડાઇ કરી, તથા પોતે તેનો ગુમાસ્તો છે, એમ સમજાવ્યું, જેનો ગુમાસ્તો આવો ચાલાક ચતુર અને ચંચળ છે તેનો શેઠ કેવો સ-

મર્થ હોવો જોઇએ ? એમ ધારીને રંડી લલચાણી તેણીએ કમાટ ઉઘાડી અતર ગુલાબ સારૂ બે રૂપીઆ ચતુરસિંહના હાથમાં આપી દારૂ પીવાની ઉતાવળથી ઝટ શેઠજી પાસે આવી બેઠી. ચતુરે એક રૂપીઓ નોકરને અત્તર ગુલાબને બ્હાને આપી રવાના કરી આપ્યો, તથા અંદરથી કમાડ ઠસાવીને રાંડને શિખવ્યા પ્રમાણે કેટલાક રેશમી લુગડાની માગણી શેઠ પાસે કરાવી નીશાથી કામાંધ થયેલા બોબડાએ તુર્ત રૂપીઆ દશ હજારની કીમ્મતના કપડાની સહી સાથની ચીઠી લખી આપી બાદ રાતરે રાંડને દારૂ પાવા શરૂ કર્યો. તેણી પણ નીશામાં લેહલુર થઇ ગઇ ત્યાં સુધી ખુબ પાયો જ્યારે રાંડ અને શેઠ બેઉ બેશુદ્ધ બન્યા, ત્યારે ચતુરસીંહ રાડના કમાટનું જવાહીર તથા રોકડ લઇને, બોબડાની દુકાને ગયો. ચીઠી આપી ચીઠી પ્રમાણે માલ હવાલે કરીને હાલતો થયો. તે બાલણને ત્યાં આવીને સુખે સુતો, વેશ્યાના નોકરને એક રૂપીઓ મળ્યો હતો, તેથી તે પણ દારૂ પી ખાઇને પોતાને ઘેર જઇ અમલમાં ઉંઘાઇ ગયો.

અહીં સવારે રાડ ઉઠી, અને જુવે છે તો, શેઠ સુતા છે અને વાણોતર નથી, તથા પોતાનો નોકર પણ નથી, બેઉ બહાર ન્હાવા વગેરે ગયા હશે, એમ ધારીને તેણી પણ રેહીત કર્મમાં જોડાણી તેમાંથી નવરી થઇ, તેટલામા તેણીનો નોકર પણ આવી ચઢયો. શેઠના મુનીમ વિષે પુછતાં નોકરે કહ્યું કે, રાતની મને કશી ખબર નથી, એવો જવાબ વાળ્યો. નાહી ધોઇ તૈયાર થઈ ફરી બની ઠની તૈયાર થવા સરૂ કમાટ પાસે જતાં રાંડે તે ઉઘાડું દીઠું, અંદર જુવેછે તો કશો માલ, નથી, જેથી શેઠ સલાહથી મુનીમ પસાર કરી ગયો, એવો વિચાર આવવાથી શેઠને સોનેરી ટોલીવલો જાણી પોલીસને બોલાવવા

નોકરને મોકલ્યો, પોલીસ આવતાંજ બોબડાને સુતેલોજ સોંપી દીધો પોલીસે તેને જગાડી ચાવડી પર લઇ ચાલી, પોલીસ હવાલદારે બોબડાને કોટવાલની સામે ઉભો કર્યો. પોલીસ ચોકસીમાં ગભરાટથી બોબડો કશુ બોલી શકયો નહી, ઉલટો આબરૂના બચાવ શારૂ વીચારમાં નીચી મુંડ કરી ઉભો રહ્યો, આરોપી તરફથી બચાવનો જવાબ ન મળવાથી કોટવાલે તેને તકસીરવાન ઠરાવ્યો, એટલામા ગામમાં ગડબડ થવાથી ગામના લોકો જોવા મળ્યા હતા. તેમાંથી તેના પાડોશી બોલ્યા કે એ માણસ મિત્ર દ્રોહી તથા ઘણોજ અદેખો છે, જેનું લેય છે, તેને આપતો નથી. બડો દેવાળીઓ છે ત્રણ વખત દીવાળું તો કાઢી ચુકયો છે. ખાયછે તેનુંજ ફોડે છે, દારૂબાજ રંડીબાજ, ચોર, જુગારી, દેવાળીઓ અદેખો, અને મીત્ર વેરી એવાં એના વીશેષ નામો છે લોકોના અપવાદથી તથા રાતના ગુન્હાથી તેનેજ ચોર અને તકસીરવાર ઠરાવીને વધુ તપાસની પંચાતમાં ન પડતાં પચીસ ફટકાનો હુકમ આપીને કોટવાલે તુર્ત ચાવડી પર તેને બાધી મરાવ્યા. આ કામ પણ ઠગ ચોરનુંજ છે, એમ વિક્રમે મનમાં ખાત્રી કરી આવતી કાલ પર હારની ચોરનો નિશ્ચય કર્યો

ફટકા ખાનાર બોબડાને જોઈ લોકો હુડે હુડે કરવા લાગ્યા. કે કેમ બોબડાજી! ફટકાનો સ્વાદ ચાખ્યો? ગાંડ પર પડયા કે પીઠ ઉપર પડયા! શીરો ખાજે શીરો! જો જો ફરીને બીજાને ફસાવશો માં નહી તો ફરીને ફટકા પર ફટકા ખાવા પડે નહીં હોકે! હરામખોરના હાલ કેવા થાય છે તે જોયાકે લેરે બોબડા રેવડી! ચણાની દાલ મસાલેદાર ભજ્યા! ગરમાગરમ મસાલેદાર રંગનો પ્યાલો!

---

# વારતા ૯ મી.

---

## માથા વગરનો ચોર.

રાજા પોતે ઠગાવાથી વિસ્મેત થયો. અને આજે રાત્રીએ સર્વ માણસો સાથે કોટવાલને મજબુત ચોકી પહેરામાં રોકી પોતે ફક્તપ્રધાનને સાથે લઇ શેહેરમાં ફરવા નીશ્ચય કર્યો. ઉપલો ઠગાવ રાતે અમલમાં આવશે એવી ખબર માલણે ઠગસેનને આપ્યા. ચતુરે આજે જુદીજ પ્રયુક્તી શોધી કાઢી, તેણે લુહારને ત્યાં જઇને ઘણુજ ઉતમ લોખંડનો પેચ-વાળો સરસ ગણેશીઓ અને એક ચ ચવો તૈયાર કરાવી આણ્યા. રાત થતાં સમા નામના માલણનો એકુલનો એક છોકરો હતો. તેને ખાધે ચોરી ના હથીયાર મુકી સાથે લઇ રાજ મહેલ તરફ પરવર્યો, પાછલા કોટની ભીતની છુપી વાટે તેઓ અંદર કિલામા દાખલ થયા અને યુક્તિથી અંધારે કાળે વેશે ટકલા પર ચડીને એક બાજુ છુપી બેઠા જ્યારે જોગ જોયો ત્યારે રાજાના સુવાના બગલામાં ગણેસીઓ માર-વાને મોટું બાકૂ પાડી માહી પેઠા. અંદર જઇને ગેનહાર અને ઝવેરાત ઉચાપત કરીને ઠગ ચાલાકીથી ચટ બહાર નીકળી આવ્યો. પણ ભોટ સમો નવો હોવાથી અને રાજ મહેલમાં ભરાયાથી થર થરી કાંપવા લાગ્યો અને તેથી તે એક પેટી સાથે અફળાઇ પડયો. ખડખડાટથી પહેરીગીરો જાગીને ગડબડ મચાવી મુકી અવાજ તરફ આવી પહોંચ્યા. તો તેઓને કોઇ મણુસના પગ જોવામાં આવ્યો. તે જોઇ ચતુર ઠગે સમાનું માથું કાપી લઇ ચાલતો થયો સીપાઇઓએ નીચેથી પગને પકડી ૨ ચોર કરી ખુબ મારવા લાગ્યા. અને ઉમંગમા આવીને તેને ઉભોને ઉભો પોતા તરફ નીચે ખેંચી લીધો તો માથા વગરનો ચોર પકડાયો જેથી બધા અજબ

થઇ કોટવાલને ખબર આપી; તેણે ત્યાં આવીને તે બાબે ખુબ વીચાર ચલાવ્યો પણ તે વ્યર્થ, છતાં તેણે રાજાજીને જણાવ્યું કે, ચોર પકડાયો છે. રાજાએ હસીને કહ્યું કે, ચોર માથા વગર આવ્યો ત્યારે માથું કોણે કાપ્યું અને ક્યાં ગયું ? જેથી તે વગર બધુ ફોક છે. ચોર ચાલાક છે, ધડ કોનું છે તે તપાસો રાજહુકમથી ઘણી તપાસ કરતાં પતો નજ લાગ્યો. ત્યારે ચોર જો હુશિયાર હોય તો ધડ ઉપર માથું ગોઠવી જાય, એવી દાંડી પીટાવીને તે દિવસ મુલતવી રાખ્યો.

---

## વારતા ૧૦ મી.

---

### માથું કાપનાર માથું મુકી જશે.

બીજે દિવસે ત્રીજા પહોર સુધી ઓળખવાની રકઝક થઇ છે મટ મુડદાને અગ્નિદાહ દેવા રાજાએ હુકમ આપ્યો. રાજતાબી શબને સ્મશાન ભુમીમાં લઇ ગયા. સ્મશાનને ચોમેર મજબુત કિલ્લો હતો. અને દરવાજો એકજ હતો. તે દરવાજા પર હુશિયાર પહેરેગીરોને ગોઠવી અગ્નિ સંસ્કાર કરાવ્યો. અહી, ડમસેન એક અલખીઓ બાવો બન્યો. મતંગો ગરેરી બગલમાં ઝોળી માગી, કે જેમાં પેલું શિર છુપાવેલું હતું, એક હાથમાં મોટો ચીપીઓ, અને બીજા હાથમાં મોટી ચલમ ગાંજાની લઇ મ્હોટા શબ્દોથી અલખ જગાવતો સ્મશાન ભુમીને ચોકીવાળા દરવાજા આગળ આવી પહોંચ્યો. જટીલને જોઇ અસ્તિ પેહરેગીરો હાથ જોડીને આધીન થયા, તેમાં કેટલાક ગાંજાની લાલચથી લટપટુ બની ગયા, બાવાજીએ જરા આગ હૈના, એવો સ્વાલ કરતા સિપાઇઓ બોલ્યા, બાવા આગ તો ચિતામેં હૈં, કોન લાવે ? આપહી લે લઇએ. અચ્છા! અમારા તો સ્મશાન વાસકા

કામહી છે', એમ કહી અંદર જઇને અગ્નિમાં તે માથું ગોઠવી બહાર પડયો. ચલમો પી પાઇ ચાલતો થયેલ મુડદું બળી રહ્યા બાદ રાજાએ તપાસતાં માથું બળીને ખોપરી નીચે પડી હતી, રાજાને ઘણુંજ આશ્ચર્ય થયું કોણ આવ્યું હતું? એમ પુછતાં એક બાવાના શિવાય કોઇ આવ્યું નહતું. તેઓ ફક્ત ચીલીમ ઉપર દેવતા ચઢાવવા આયા હતા, રાજાએ હસીને કહ્યું એજ તે ઠગ સોદાગર હતો, તેજ તમારી આંખોમાં ધુળ નાંખી ગયો.'

ઉપલી બાબતથી કંટાળીને પ્રધાનની સલાહ લીધી, પ્રધાને યુક્તિ બતાવી કે, જેણે શીર ગોઠવ્યું તેજ તેની રાખ લઇ જઈ નદીમાં પધરાવે એવી ડકી પીટાવો. પ્રધાન સલાહ પસંદ કરી તે પ્રમાણે ઢાંડીનો હુકમ આપીને તે દિવસ રાજા સ્થિર થયો. અને તે દીવસનુ બીડું પ્રધાને લીધું.

---

## વારતા ૧૧ મી.

---

### પ્રેતની રાખ પાણીમાં નાખી.

પ્રધાને આ વાત કબુલ કરવાથી રાજાએ પ્રધાનને ત્યા ચોકી કરવા મુકયો અને તેની સાથે મજબુત અને બહાદુર માણસો આપ્યા સ્મશાનમાં જઇ પ્રધાને આરામ લેવા માટે પલંગ મંગાવી બીછાવ્યો. અને તેની પડી ઉપર આળોટવા લાગ્યો, પ્રધાન કેવી ચાલાકીથી સચેત રહી પહેરો ભરે છે તે જોવાની રાજાને ઇચ્છા થઇ જુએ છે તો પ્રધાનને પલંગ ઉપર સુતેલો જોઇને બહુ દીલગીર થઇને પ્રધાનને એવો સખત હુકમ કર્યો કે શું તમે આવી રીતે ઠગને પકડી શકશો કે? જો જો ઠગ ઠગી જાય નહીં? ઠગ તમારા કરતાં ચતુર છે.

જોઉં છું કે ઠગને તમે ઠગી પકડો છો કે ઠગ તમને ઠગી જાય છે. માટે ચેતતા રહેજો. આટલું કહીને રાજા મહેલમાં આવી નીરાંતે સુતો. ગામમાં ડાંડીવાળો બુમ પાડતો હતો તે ચતુરસિંહ સાંભળી અને પછી ઘેર આવ્યો ચતુરસિંહે સુંદર સ્ત્રીનો વેષ લીધો. શરીર પર નાના પ્રકારના ઘરેણા ચડાવી દીધા અને કાળો નાગપુરી સાળુ પહેર્યો, સુળેજ કીશોર વય અને તેમાં વળી રાજ બીજ, પછી સ્ત્રીના વેષમાં તેનો ચહેરો ઘણોજ મનોહર દેખાય તેમાં નવાઇ થી ? આવી રીતે સર્વ તૈયારી કરી વેષધારી ચતુરસિંહ ઝાંઝરના ઝણકારો કરતો મદોન્મત હાથીણીની ચાલ પ્રમાણે કઠણુ કઠણુ ચાલતો સમસાન પાસે આવ્યો આ વખતે તેની બરોબરી ઇંદ્રની અપસરા પણ કરી શકે નહીં એવું તેનું રૂપ બન્યું હતું ગાલની અને હોઠની પાન ચાવ્યાથી થયેલી લાલાશ, આંખનો અણુસારો હાથનો લટકો, અને કૃતિમ સ્તનનો ઉપસેલો ભાગ દ્દઢ મનના માણસનું ચીત ચળી જાય તો પછી ચાહલ મનના માંનવીઓનું ગજુંજ શું ? તેથી સમશાનની આસપાસ પહેરો ભરતા ઉદ્ધત સીપાઇઓ આ વેષધારી મનમોહીનેને જોતાંજ આભા બની ગયા. અને તે વેષધારી છબીલીની આસપાસ ફરી વળીને પુછવા લાગ્યા કે કેમરે ! તું કોણુ છે ? અને આટલી રાતે અત્રે શા માટે આવી છે ? તેણે કહ્યું કે તમારા પ્રધાનના મનને રંજન કરનારી રસીક નામની પ્રીયા છે. આ વાત તેઓને ખરી લાગવાથી પ્રધાનને કહેવામાં આવી. પ્રધાન સાહેબ સિપાઇની કરેલી તારીફ સાંભળી બહાર આવ્યા ને તપાસીને જોવા લાગ્યા જેથી તેણે અંદર તેડી લાવવાનો હુકમ કર્યો, આ વખતે તે ડોળધારી સ્ત્રી અંદર જઈ લજ્જત મુદ્રાથી ઉભી રહી પણ પ્રધાનજી તો પોતાની પાસે વીજળીનો ઝબકારો થયેલો જોઇ અંજાઇ ગયા, તેનું ઓર સ્વરૂપ, શણુગારનો ઠાઠ અને

અતિ પ્રેમપુરવક હાવભાવનું લટકું જોઇ એકદમ પ્રધાનનીપર કામ દેવે હલ્લો કર્યો જેથી તે આંધળો બની ગયો. કહ્યું છે કે, કામી માણસ ફરતાં બાર ગાઉમાં અંધારૂં જુવેછે, વળી તે વખતે બીજી કંઇ પણ વાતનો અથવા પોતાનાં સગા વહાલાં કે કોઇ માણસ પાસે છે તેનું ભાન રહેતું નથી પરમેશ્વરે આપેલા સુખ શિવાય પરનારી પર ચીત રાખી જે નઠારા વ્યસનમાં પડેછે તેની પાછળથી કેવી દુરદશા થાયછે તે તમે જોશો ક્ષણીક સુખને માટે ખરો ધર્મ ભુલી જવો એ નીચ અને મહા પાપી માણસનું અધોકૃત્ય કહેવાય છે અને તેને ઘણું સોશવું પડેછે તે મુજબ દેખતી આંખે આંધળા થએલા પ્રધાનજીએ તે કસબણને પોતે પલંગ પાથરી આપી તેપર બેસાડી પછી બન્ને જણ અનેક પ્રકારની વાતો કરવા લાગ્યા. પણ જેમ જેમ વખત જવા લાગ્યો તેમ તેમ પ્રધાનને તે કામદેવે ઘણો સતાવ્યો. જેથી તેણે પોતાનો હેતુ પ્રદર્શીત કરયો,ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે 'આ ઠેકાણે અજવાળું છે તેમજ પહેરેગીર લોકો પણ પાસે છે, માટે સઘળાને એકદમ ઘણો દુર પહેરો ભરવાનો હુકમ કરો અને દીપકને રજા આપો, પછી આ પલંગ પેલી બાજુપર લઇ જાઓ આ સાંભળી પ્રધાનજી તો આવરો બાવરો બની સઘળો હુકમ જાતેજ બજાવવાને તૈયાર થઇ ગયો. પલંગ એક બાજુએ મુકીને દીપકને બુઝવ્યો, એટલે તે સ્ત્રીએ તાબડતોબ કેફ ચડે એવો નીશાદાર પદાર્થ ઘાલીને પોતાને ઘેરથી છ પાનનું બીડું પોતાની સાથે આણ્યું હતું તે આપ્યું એટલામાં પ્રધાનજી નીશામાં ચકચુર થઇ પલંગ ઉપર ઢળી પડ્યા આ જોઇ ચતુરસીંહ પલગ ઉપર જ્યાં પ્રધાન પડયો હતો ત્યાં જઇ તેજ પલગ સથે તેના હાથ પગ બાંધી દીધા અને કેટલાક સીપાઇઓ તે તંબુના બહાર થોડે છેટે હતા તેમના પોતે તંબુનું બારણું ઉઘાડી અંદરથી મીઠાઇ આપી તે તેમણે

દીવાનજીની નવી વહુ તરફથી મળેલી પ્રસાદી ધારી વહેંચી આપી એટલામા તે પ્રસાદીના અલૌકીક ગુણથી તેઓ પણ સ્તબ્ધ થઇ ગયા જેથી નીડરપણે ચતુર્રસિંહ પ્રધાનનો પોશાક તેની પાસેથી કાઢી લઇ પહેરી અને એક ધોતીઆમાં રાખ બાંધી નદીમાં નાંખી આવ્યો તથા ત્યાંથી એકદમ નીકળી માલણને ઘેર જઇ સ્વસ્ત ચિતે સુતો

સવારે રાજા ઘોડા ઉપર બેસી શમશાનમા આવી જુએ છે તો બહારની બાજુ કેટલાક પહેરેગીરો પહેરો ભર્યાજ કરે છે. અને અંદર આવતાં ચિતા પાસેના તંબુ આગળ સર્વ સિપાઇઓ કેફાધિન થઇ બેભાન અવસ્થામાં પડેલા દીઠા. વળી આગળ તબુમાં આવી જુએછે તો પ્રધાનની પણ તેજ દશા થઇ છે એટલુંજ નહીં પણ વધુમાં તેમને ચતુરભુજ મુર્તીના રૂપમાં જોયા જેથી રાજાના હસવાનો પાર રહ્યોજ નહી. પછી સર્વને સાવધ કરી હકીકત પૂછી તો પ્રધાને સઘળી બીના કહી સંભળાવી. આથી રાજાએ પ્રધાનને ઘણોજ ઠપકો દીધો, ને સર્વ સીપાઇઓને પણ યોગ્ય સજા કરી. જેથી પ્રધાનને ઘણોજ ગુસ્સો ચઢયો પણ તે વખતે તેના હાથમા તરવાર નહોતી, નહી તો તે પોતાનું ખુન કર્યા વગર રહેતો જ નહીં. ત્યાંથી નીકળી રાજા તથા પ્રધાન સર્વ મંડળ દરબારમાં આવ્યું ને ફરીથી પાનનું બીડું સભામાં ફેરવ્યું તે બીડું પણ પ્રધાને પોતે પુર ગુસ્સાના આવેશમાં આવીને ઝડપી આવી ખાધું અને દરબાર બરખાસ્ત કરી.

## વારતા ૧૨ મી.

### ચતુરસિંહે જમાઇના વેશથી પ્રધાનને ઠગ્યો.

પ્રધાને બીડું ઝડપ્યું છે, એ વાત માલણે આવી ચતુરસિંહને

કહી ત્યારે તે બોલ્યો કે અરે મુર્ખ ! તારી ગઇ રાતે આટલી આટલી ફજેતી કરી તો પણ તું ગણકારતો નથી. ઠીક છે, આજ તને અચ્છો હાથ દેખાડીશ ! એમ બોલી ઘરમાંથી નીકળી પ્રધાનના ઘર તરફ ગયો અને ત્યાં જે વૃદ્ધ સીપાઇઓ જનાનખાનામાં નોકરી કરતા હતા, તેઓની પાસે જઇ તેમના તરફથી પ્રધાનના ઘરની સર્વ હકીકતથી તે વાકેફ થયો. તેમાં એક બીના તેને એવી જણાઇ આવી કે પ્રધાનનો જમાઇ પરણ્યા પછી કંઇ નાશી ગયો છે તેની ઘણી ઘણી તપાસ કરી પણ પતો લાગ્યો નહોતો. એ સિવાય કેટલી મુદ્દાની બાબતોથી માહીતગાર થવા માટે દાસીને મીઠાઇ તથા પૈસા વગેરેની લાલચ આપી સર્વ બાબતથી તે વાકેફગાર થયો.

હવે જ્યાં રાત પડી કે દિવાનજીના હુકમ મુજબ શહેરના તમામ દરવાજા બડોબડ દેવાઇ ગયા. આ વખતે શહેર બહાર બેસી રહેલો ચતુરસિંહ દરવાજા પાસે આવ્યો, અને પહેરાપર બેઠેલા ' દરવાનને કહ્યું કે પ્રધાનજીને ઘેર જઇને કહે કે તમારા જમાઇ રાજ આવ્યા છે ' આ સાંભળી બધા પહેરેગીરોએ વિચાર્યું કે જો પ્રધાનના જમાઇને અંદર નહીં લઇએ અથવા તેમને ખબર નહી આપીએ તો તેઓ ઘણાજ ગુસ્સે થશે, અને સવારે કોણ જાણે શું કરશે ? આમ વિચારી બે સીપાઇ તેજ વખતે દિવાનજીને બંગલે ખબર કહેવા માટે ગયા, આ તરફ પ્રધાને શહેરના સર્વ નાકા બંધ કરી સીપાઇઓને સાવધ રહેવા તાકીદ આપીને જેવા રાતે વાળુ કરવા આવે છે તેવાજ પછવાડેથી પેહેરેગીરો આવ્યા અને કુરનસ બજાવી ઉભા. તેમને જોઇ પ્રધાને પુછયું. અરે પેહેરા છોડીને તમે અતરે કેમ આવ્યા ? તે વખતે સીપાઇએ કહયું કે આપના જમાઇ દરવાજા બહાર આવીને ઉભાછે, આજ્ઞા હોય તો દરવાજો ઉઘાડીને અંદર

લઇએ. આ સાંભળી પ્રધાનને ઘણો હર્ષ થયો અને જમાઇ આવ્યાની વાત ઘરમાં સર્વને જણાવી પોતે ઘોડાપર બેસી તેને સામો તેડવા ગયો.

મુળજ સજબીજ અને તેમા ઉમર જોઇએ તો વીશ વર્ષની એટલે ખીલતી જુવાની અને વળી હજારો રૂપીઆના દાગીના શરીર પર પહેરેલા આ સ્થિતિમા ચતુરસેનને ઘોડાપર બેઠેલો જોતાં વારજ પ્રધાન હર્ષઘેલો થઇ ગયો. ને તે તેને ઘેર તેડી લાવ્યો. ઘણાં વર્ષથી જમાઇ નાશી ગયેલો તે આજ આવેલો જાણી ઘરનાં સહુ ખુશી ખુશી થઇ ગયાં અને જમાઇ ખરો છે કે ખોટો તે કાઇ પારખી શક્યાં નહીં કારણ વર કન્યાનાં લગન બાળપણમાં થયા હતા પછી કન્યા સાસરે ગઇજ નહોતી. વળી જમાઇ વિષે સર્વેને એવું જાહેર થયું હતું કે દશ વર્ષની નાની ઉમ્મરમાંથી તે કોઇની નઠારી સોબતથી ફરતાં વેરાગી લોકોની જમાત સાથે નાશી ગયેલો જમાઇ આજે પરમેશ્વરની કૃપાથી ઘેર પાછો આવેલો જાણી પ્રધાન તથા તેની સ્ત્રીને ખુશી પેદા થઇ ગઇ એટલુંજ નહીં પણ તેની કન્યા શુશીલા તો હર્ષ ઘેલી થઇ ગઇ અને તેને તો તે વખત સોનાનો સુરજ ઉગ્યા જેવું થયું, કારણ તે બે વર્ષથી સ્ત્રીના ધરમમાં આવવાથી તે કામજ્વરની પીડાથી તે તદન સુકાઇ ગઇ હતી. તે પાછી ખીલવા લાગી અને મનમાં અનેક તરેહના તર્ક વિતર્ક કરતી ગુપ્ત રીતે પોતાના સ્વામીના મુખારવીંદનાં દર્શન કરવા માટે મેડે ચડી અંધારામાં આંખો ફાડીને ટગર ટગર જોવા લાગી.

વાળુની તઇયારી થતા સુધી જમાઇ સસરો આમતેમ ગામગપાટા હાંકવા લાગ્યા એટલામાં રસોઇ તૈયાર થઇને સહુ જમવા ગયા. આજે ઘણે દીવસે જમાઇ આવ્યા છે અને તે વળી એકના એક

લાડકવાયા છે એમ જાણી સાસુએ ભાત ભાતનાં પકવાન તઇયાર કરાવ્યાં અને પોતાની કન્યા શુશીલાને પીરસવા માટે બોલાવી. તેની નાગરી નાતના રીવાજની પીરસવાની છટા, નખથી શીખા સુધીની મનોહર કાન્તિ, તેના નાજુક હાથ, અને હસતું વદન દેખી ચતુરસિંહ તો આનંદ સાગરમાં ઝોકાં ખાવા લાગ્યો, જમ્યા પછી પાન સોપારી ખાધા બાદ પ્રધાને જમાઇને કહ્યું કે 'તમે શાંતીનું સુખ લો. હું શેહેરમા બંદોબસ્ત કરવા જઉછું.' એમ કહી પોતાની હકીકત જણાવી ચાલતો થયો, પછી દાસીએ તેને શયનગૃહનો માર્ગ બતાવ્યો તેથી તે ત્યાં ગયો.

શું શયનગૃહનો ઠાઠ ! જાણે બીજી ઇંદ્રરાજાની સભાનોજ દેખાવ જોઇ લોની ! સ્વર્ગમાં દેવતાઓને ત્યાં એરો વૈભવ હશે કે કેમ તેની પણ શંકા રહે છે ? કારણ ચારે બાજુએ સુંદર આરસા ગોઠવી દીધા હતા. ઉપર સુંદર સોનેરી રંગની છત લગાવી દીધી હતી અને નાના પ્રકારના ચિત્રો ભીંતપર કાઢયાં હતાં તથા મોટા મોટા રાજા રાણીની તસવીરો ઉપર લટકાવી દીધી હતી. વચ્ચે મધ્ય ભાગમા એક મોટું ઝુમર લટકતું હતું તેમાં બળતા અગણિત દીવાએના પ્રકાશે તસવીરોને ચકચકીત બનાવી દીધી હતી. જ્યાંથી પશ્ચીમનો પવન આવતો હતો ત્યાં સુંદર નકશીદાર સુખડનાં બારણાંવાળી બારીઓ ચાર પાંચ આવી રહી હતી અને તેની વચ્ચે મચ્છરદાનીનો પલંગ શોભી ઉઠે તેટલા માટે તેની ચારે બાજુએ સમાઇઓ ગોઠવી દીધી હતી. તેમજ ઉત્તમ પ્રકારનાં સુગંધીદાર પુષ્પોથી સેજને શણગારવામા આવી હતી. કામોદીપક ઉત્પન્ન કરનારી શેજ પર વીરાજમાન થયેલ કામદેવ સરખા ચતુરસીંહને જોઇને વીહીવલ બનેલી શુશીલાએ ચતુરસીંહને પાનનું બીડું આપી તેના ખોલામા

બેસી ચેષ્ટા કરવા લાગી. ચતુરસીંહે બીડું ખાઇ શ્રૃંગાર રસોત્પાદક હાવભાવ ચેષ્ટાદિ આનંદમાં કેટલીક વાતો કર્યા બાદ તેનો મનોરથ પુર્ણ કર્યો. પછી જ્યારે સુશીલા સુવા જતી હતી ત્યારે ચતુરસીંહે કહયું કે ઘરેણુ પોશાક ઇત્યાદિ કીંમતી ચીજો દીવસે વપરાશમાં લીધાથી જેટલો સચવાય છે તેટલો રાત્રીએ પેહેરવાથી સચવાતી નથી, પણ એથી ઉલટી ખરાબ થાય છે માટે નાની પેટીમાં તે કાઢી ને મુક. શુશીલા તે પ્રમાણે કરી ઉંઘી ગઇ, આ તકનો લાભ લઇ ચતુરસીંહ તે પેટી ઉચકી ચાલી નીકળ્યો ને ઠેઠ માલણને ઘેર આવી સ્વસ્થપણે સુતો.

આ તરફ આખી રાત પ્રધાન શહેરમાં રોન ફર્યો, પરંતુ ચોર જડયો નહી, પછી છેવટે નિરાશ થઇ ઘેર આવ્યો, ને જમાઇને જુએ તો તે મળે નહિ. સુશીલાને પુછતાં તેણે કહયું કે તે તો રાતના અહીં સુતા હતા. પછી તપાસ કરતાં તે માલમ નહીં પડવાથી પ્રધાન ઘણો દીલગીર થયો. અને ખિન્ન મુદ્રાથી રાજદરબારમાં જઇને સર્વ હકીકત જાહેર કરી. આ હકીકત સાભળી રાજાએ પ્રધાનને ઘણોજ ઠપકો દીધો. અને ફરીથી પાનનું બીડું સભામાં ફેરવ્યું જે પોતેજ ઝડપી લીધું ને કચેરી બરખાસ્ત થઇ.

---

## વારતા ૩ મી.

---

### પાણીમાં ભાતના પીંડ નાંખ્યા.

રોજના નિયમ પ્રમાણે દરબારમાં બનેલી સર્વ હકીકત માલણે ઘેર આવી ચતુરસીંહને કહી ત્યારે તેણે વિચાર કર્યો કે રાજા ઘણોજ હઠમાં ભરાયો છે માટે એને અચ્છો હાથ બતાવવા જોઇએ એમ વિચાર કર્યો.

સાંજે છ વાગે રાજા ઘોડાપર બેસી નીકળ્યો અને તામમ શહેરના તમામ દરવાજા બંધ કરાવી ઠેકઠેકાણે ચોકીદારો મુકી દરેક નાકાં બંધ કરાવ્યા તથા શહેરમાં એવી ડોંડી પીટાવી કે જે ચોરે ધડનું શીર કાપી લીધું હતું. તેમજ તેની રાખ પાણીમાં નાખી છે તેને આજ બરોબર દસ દિવસ થયા છે. માટે જો તે દશાનો પીંડ તે પ્રેતને આપશે તેજ તે ચોર ખુનીદારછે એમ માનવામાં આવશે, આવી ડોંડી સાભળી ચતુરસેને એકદમ પડોશીની ગલીમાં એક ગધેડું ફરતું હતું તે લાવી તેનાપર લુગડાંની એક પોટલી નાંખી અને પોતાના શરીરપર તમામ જગાએ પટા બાંધી તે પર રાતા રંગના લોહી માફક ડાઘા પાડયા અને દુરગંધ આવે એવા પદાર્થ સાથે લઇ ગધેડું હાકતો અને લંગડાતો દરવાજા પાસે આવ્યો પરંતુ સીપાઇઓએ તેને બહાર નીકળવા દીધો નહી જેથી તે જગ્યાએ રકઝક થવા લાગી એટલામાં રાજા ઘોડાપર બેશી ત્યાં આવ્યો તે જોઇ ચતુરે મુજરો કરી પાસે જઇ કાંઇ બોલવાનું કર્યું તે વખતે રાજાને તેને દુર ઉભો રહેવા કહ્યું પણ ચતુર તો ત્યાંજ ઉભો રહી ધીમે સાદે કહ્યું કે 'મહારાજ! હું રોજ ગામમાં ભીખ માગવા માટે આવું છું અને સંધ્યાકાળે જે કંઇ રોટલીના કકડા મળે છે તે લેઇ ગામ બહાર સ્મસાનની પેલી બાજુએ ધર્મશાળા છે ત્યાં જઇ ખાઉ છું, તથા ત્યાં પડી રહું છું. કારણ આ દુરગંધ મારા સર્વ અંગમાંથી આવે છે તેથી મને ગામમાં કોઇ પણ ઠેકાણે રહેવાની જગા મળતી નથી. આ વાત રાજાને ખરી લાગી તેથી તેને જવાની પરવાનગી આપી. પછી ચતુરે જે ઠેકાણે પાણીમાં રાખોડી નાંખી હતી ત્યાં આવ્યો અને પોતાની સાથે આણેલા ભાતનો પિંડ કરીને ઘુંટણસમા પાણીમા નાંખ્યો અને સવાર થતા સુધી ગામ બહાર દરવાજા ઉઘડયા પછી બીજે રસ્તે થઇ માસણને ઘેર આવી સુઇ ગયો.

આ તરફ રાજા આખી રાત શહેરમાં રોન ફર્યો પણ ચોર પકડાયો નહીં, તેથી મનમાં ઘણો દીલગીર થયો, અને રાખ નાંખેલી જગાએ આવીને જુએ છે તો પાણીમાં પીંડ પડેલો દીઠો. આથી તેની ખાતરી થઇ કે, રાતે જે માણસ ખરાબ વેષ લઇને દરવાજા બહાર ગયો હતો તેજ એ ચોર હોવો જોઇએ એમ ધારી નિરાશ થઇ દરબારમાં આવ્યો.

—:o:—

## વાર્તા ૧૪ મી.

—:o:—

### ચતુરસિંહ અને રબારી,

ચતુરે રાજાને હંફાવવામાં બાકી ન રાખવાથી આ સમે રાજાએ ઘણાજ ગુસ્સાથી પાનતું બીડું ફેરવ્યું, તે ઠગોને પણ ઠગનારા ભીમલા નામના એક રબારીએ ઉચક્યું પંદર દીવસમાં ચોરને પકડી લાવવાની મુદત માગી, પછી રાજાની સઉથી સારી સાંઢણી જે દીવસમાં સો ગાઉ ચાલતી હતી તેને રાજા પાસેથી ચોર પકડવાને બહાને માગી લઇ ઉતમ પ્રકારના અલંકારથી શણગારી તેની ચારે બાજુએ ચાર રત્ન જડાવી શહેરમાં ફરવા લાગ્યો. એક દિવસે ચતુરે અવધુતનો વેષ લીધો. અને બગલમાં ઝોળી ભરાવી અને તેના એક ખાનામાં રોટલા બીજામાં ફળફળાદી ત્રીજામાં નીશાદાર માઝમ ઘાલેલી ઉતમ પ્રકારની મીઠાઇ મુકીને નીકળી પડયો. પછી જે ઠેકાણે પેલો ભીમલો રબારી ઉંટને બેસાડી હોકો પીવા બેઠો હતો ત્યા આગળ ચતુર આવ્યો અને તે રત્નથી પડતા પ્રકાશ આગળ બેશીને ઝોળી છોડવા મંડયો ત્યારે રબારીએ કહ્યું કે, ' અરે અવધુતા '

અહીં કેમ બેસે છે ? ખબરદાર જો આ જગોએ બેઠો તો. આ સાંભળી ચતુરસેને ઘણોજ નમનતાથી ઉતર આપ્યો કે ભાઇ, મને અતીશય ભુખ લાગી છે, તેથી કૃપા કરીને આ અજવાળામાં બેશીને ખાવા દો.' આથી રખારીને દયા આવી. તેથી તેણે તેને ત્યાં બેસવાની પરવાનગી આપી. પછી ઝોળી છોડી એકેક પદાર્થ કાઢયો. અને જે મીઠાઇ આણી હતી તે રખારીને આપવા લાગ્યો, ત્યારે તે બોલ્યો કે, તું ભીખ માગીને આણેલી મીઠાઇ મને શા માટે આપે છે ? હું જમેલો છું મને ભુખ નથી. આ ઉપરથી અબધુતે કહયું કે, 'મહારાજ! મને આજ પુષ્કળ મીઠાઇ મળી છે તેમાંથી થોડી આપ લો. આટલી બધી મારાથી કેમ ખવાઇ શકશે.' આથી રખારી મીઠાઇ ખાવા માટે તે જાતે લાલચુ હોવાથી તેની પાસે આવી બેઠો, જેથી અબધુતે તેને નિરોદાર માઝમ ઘાલેલી મીઠાઇ પુષ્કળ આપી તેથી એકદમ તેને ચકરી આવી અને ત્યાંને ત્યાંજ પડયો, આવો વખત સાધી તે અબધુતે તે સર્વ દ્રવ્ય તથા હીરા લઇ લીધા. અને તે ઉંટને ઉઠાડી હાંકી મુકયું. પછી તે ઘેર આવી નિરાંતે સુઈ ગયો.

થોડીવારે ઠંડી પડવાથી રખારીને નીશો ઉતર્યો અને આખો ઉઘાડીને જુએ છે તો અબધુતને તેમજ ઉંટને દીઠું નહિ. આસપાસ પુષ્કળ તપાસ કરી પણ કંઇ પત્તો લાગ્યો નહીં. છેવટ ઉંટના પગલાની નીશાનીએ ગયો તે રસ્તે થઇ આગળ પુષ્કળ ઉંટ ગયેલા માલમ પડયા તેથી રસ્તો પણ બરાબર સુઝયો નહીં. છેવટ નીરાશ થઇ રાજા પાસે આવી સર્વ હકીકત શરમાતાં શરમાતાં કહી સંભળાવી. જેથી રાજા પણ કંટાળ્યો અને તેણે ચોરનો કેડો મુકી દીધો.

——:o:——

# વરતા ૧૫ મી.

---

## નગરશેઠનો છોકરો અને ચતુરસીંહ.

એક દીવસે ચતુરસીંહ સાધારણ માણસના સરખો પોષાક પહેરી તઈયાર થયો. અને કોઇ પણ સારો શીકાર શોધવાના હેતુથી પોતાની માસીના ઘરમાંથી બહાર નીકળ્યો. ચાલતાં ચાલતાં તે એક ચાર ચોવટાવાળા રસ્તાની વચ્ચે આવી ઉભો એટલામાં એક નોકર પોતાના શેઠના વર્ષ સાતની ઉમરના છોકરાને નિશાળે લઈ જતો હતો. તેટલામા તે નગરશેઠના છોકરાની ઉપર તેની દ્રષ્ટી ચોંટી તે છોકરાના અંગ ઉપર સોના રૂપાનાં પુષ્કળ દાગીના હતા, તે જોઇ તેણે મનમાં વીચાર કર્યો કે,—વાહ! શીકાર તો મન ગમતો, અને મ્હોટા ઘરનો મલ્યો છે. પણ હવે તે કેવી પ્રકારની યુક્તી લડાવીને કરવો? કંઇક વાર સુધી તે મનમા ને મનમાં ગણુગણુ કરવા લાગ્યો. અને કાંઇક નક્કી વીચાર ઉપર આવ્યા પછી તે ચાકરને પાછો આવવાની રાહ જોતો ત્યાંજ ઉભો રહયો.

થોડોક સમય વીતી ગયા પછી તે ચાકર પોતાના શેઠના બાળકને નિશાળે મુકી ઘેર જવા માટે પાછો એજ રસ્તેથી આવતો હતો. તેને જોતાંજ તરત ચતુરસીંહે તેની પાછળ જઇને તેને કહયું કે, હમણાં તારી સાથે જે છોકરો હતો તે કઇ નિશાળમાં જાય છે? તેનું નામ શું? મારે પણ તેજ નીશાળમાં મારા છોકરાને ભણવાને મુકવો છે. ચતુરસીંહના આવા પ્રકારનાં નમ્રતા ભરેલાં વાકયો સાંભળીને તે ચાકરે પણ નમ્રતાઇ પુર્વક કહયું કે, સાહેબ! શંકરપ્રસાદની પાઠશાળામાં જાય છે તેમજ તે આપણા નગરના પ્રખ્યાત નગરશેઠનો

પુત્ર થાય છે. તેનું નામ પ્રભુવલ્લભદાસ છે, ખુશીની સાથે તમારા છોકરાને તે પાઠશાળામાં મોકલજો ત્યા કાળજીથી અને સારી દેખરે- ખની નીચે તે પાઠશાળાનો મહેતાજી શીખવે છે. એ પ્રમાણે તેના સંબંધમાં સર્વ હકીકત કહીને તે ચાકર પોતાને માર્ગે પડ્યો.

શેઠના ચાકર પાસેથી સઘળી બાતમી મેળવી લઇને ચતુરસીંગ નિશાળમાં ગયો, અને આંખ લાલ ચોળ કરીને પાઠશાળાના મહેતા- જીને પુછ્યું કે, મહેતાજી સાહેબ; અમારો પ્રભુવલ્લભદાસ ક્યાં છે? આ કોઇ તેનો કાકો અથવા નજદીકનો કોઇ સગો હશે એમ જાણીને શંકરપ્રસાદે તેને કહ્યું કે, સામેની ઓરડીમાં તે બેઠેલો છે. આટલું સાંભળવાની વાર ચતુરસીંહ એકદમ જ્યાં તે છોકરો બેસી બાળાખડી ગોખતો હતો ત્યાં ગયો અને ગુસ્સાખા ને ગુસ્સામાં તેને બે ચાર તમાચા ચોઢી કાઢીને કહ્યું કે ' અરે નાદાન તને હજારવાર કહ્યું, તોપણ તું સમજતો નથી? અને ઠઠ કરીને દાગીના પહેરીને નિશાળે ભણવાને આવે છે? આજ પણ તને ના કહેવા છતાં તુ દાગીના શા માટે પહેરીને નિશાળે આવ્યો? બેવકુફ! મુર્ખ! તને શું છે! તુતો નાદાનમાં ખપીને છુટી જઇશ! પણ અમે લોકના ઠપકામાંથી કેમ છુટીશું? (મહેતાજી તરફ જોઇને) મહેતાજી સાહેબ! આપ પણ સારી રીતે જાણતા હશો કે, હમણા આ શહેરમા એક ઠગ આવ્યો છે, જે ઠગને રાજા પણ પકડી શકતો નથી. તો પછી બીજું શું પ- કડવાના હતા? તે લોકોને અનેક પ્રકારની યુકતીથી ફસાવીને ઠગી જાય છે. જ્યારે મ્હોટા મ્હોટા અને બુદ્ધિશાળી લોકોને ફસાવી તેમની તે પાયમાલી કરી નાખે છે ત્યારે આ છોકરાની શી ગુંજાસ? હું તને હમેશાં કહુ છું કે તુ તારા શરીર ઉપર દાગીના પહેરીને કોઇ

દીવસ નિશાળે શીવા બહાર જઈશ નહીં. કારણ કઈ વખતે શું બ- નશે તે કંઇ આપણા જાણવા કે સમજવામાં આવતું નથી. એટલા માટે હું આ છોકરાને કહી કહીને થાક્યો પણ તે મારૂં મુદલ માન- તોજ નથી. એ જે લાડ કરે છે તે એના બાપ આગળજ ચાલે. આવા ખોટા લાડ પ્રાણઘાતક લાડ મારી આગળ કદી પણ ચાલ- વાના નથી, એમ બોલતાં બોલતાં તેને ફરીને બે ચાર તમાચા ખેંચી કાઢીને કહ્યું કે. 'ચાલ હમણાં ને હમણાં તારા બધા દાગીના ઉતારી આપ ઉતારે છે નહીં? જો નહીં ઉતારી આપીશ તો તને હમણાંજ ઝુડી નાખીશ.' તેણે તરત મહેતાજીના હાથમાંથી નેતરની સોટી લઇ લીધી અને નિર્દોષ છોકરાને મારી પછી રાતી ચોળ જેવી આંખો કરીને છોકરાને કહ્યું કે, 'ચાલ ઉતાર જલદી' આવું ભયંકર સ્વરૂપ જોઈને તે છોકરો ખુબ ગભરાઇ ગયો અને બોર બોર જેવડાં આંસુઓ આંખમાંથી ટપકાવતો બોલ્યો કે, 'મને મારશો નહીં. ધ- મકાવશો નહીં. હું બહુ તમારાથી બીઉંછું હવે કોઇ દીવસે દાગીના પહેરવાની હઠ કરીશ નહીં, લ્યો હમણાં ઉતારી આપુ છું.

એટલું કહેતાંની સાથે છોકરાએ પોતાના શરીર પરના સર્વે દાગીના ઉતારી ચતુરસીંહના હાથમાં મુક્યા તે દાગીના લઇને ચતુર- સીંહે તે છોકરાને કહ્યું કે, ફરીથી જો તું કોઇ દીવસ દાગીના માટે હઠ કરીશ તો તને સખત શીક્ષા કરવામાં આવશે. ચાલ હવે રડતો બંધ થા. તારાં આંસુઓ લુછી નાખ અને તારા ભણતરમાં ધ્યાન રાખ' એટલું કહીને તેનાં આસુ ચતુરસીંહે પોતાના રેશમી રૂમાલ વડે લુછી નાખ્યા અને તેના હાથમાં એક પઇસો આપીને કહ્યું કે, 'તું બપોરની રજા પછી કંઇ પણ લાવીને ખાજે.' પાછો મહે- તાજી તરફ પાછા વળીને મહેતાને કહ્યું કે, 'પંડયાજી આજે તેને

મારશો નહીં, અને જરા મહેનત લઇને શીખવતા રહેજો. અને તમારા જેવા હુંશીઆર કરજો પણ આજ તેને ઘેર વહેલો મોકલજો. તમારા ઉપકારનો બદલો વાળવામાં અમે પાછું ફરીને જોઇએ એવા નથી તો.' એમ કહી તે સર્વે દાગીના લઇ પોતાને મુકામે આવી મોજ ઉડાડવા લાગ્યો.

હમેશના કરતાં આજ મહેતાજીએ પ્રાણવલ્લભદાસને ઘેર જવાની વહેલી રજા આપી રજા લઇ છોકરો પોતાને ઘેર આવ્યો. છોકરાના શરીર ઉપર દાગીના કેમ નથી? અને તે રોજ કરતાં આજ આટલો બધો વહેલો કેમ આવ્યો તે માટે નગરશેઠે પોતાના છોકરા પ્રાણ-વલ્લભદાસને પુછ્યું કે, તારા દાગીના ક્યાં છે? અને તું શા માટે વહેલો ઘેર આવ્યો! તેના ઉતરમા છોકરાએ કહ્યુ કે એક માણસ આજે મારી નિશાળે આવ્યો હતો તેણે અને ધમકાવી અને ખુબ માર મારીને મારા સર્વ દાગીના લઇ ગયો?

આ પ્રકારનું છોકરાનું કથન સાંભળતાની સાથેજ નગરશેઠ તો હાંફ્લા ફાંફ્લા બની ગયા. પાઘડી પહેરવા જાય ત્યારે કાછડી નીકળી જાય, અને કાછડી બાંધવા જાય ત્યારે ધોતીયું છુટી જાય અને પંડ્યાજીને દાગીનાના સંબંધમા પુછ્યું ત્યારે પંડ્યાજીએ સર્વ હકીકત જણાવીને કહ્યું કે, તે ગૃહસ્થ તમારો સગો થતો હશે. એવું સમજીને હું કંઇપણ બોલ્યો નહી! મહેતાજીના આવા વચન સાંભળીને નગરશેઠે પોતાના પુત્ર અને પંડ્યાજીને લઇને રાજા પાસે ગયો. રાજાએ તેમની સર્વ હકીકત સાંભળી લઇને કહ્યું કે, આજ સુધી મારા નગરમા અનેક લોકોને તેણે ઠગ્યા છે તેણેજ આ કામ કરેલું હોવુ જોઇએ. તે મહોટા મહોટા જનોને કેવી યુક્તીમાં ફસાવેછે. તો તમે તો સારી પેઠે જાણો છો, એમ છતાં તમે આ તમારા નાના

બાળના શરીર ઉપર દાગીના રહેવા દીધા એ તમારી મુર્ખાઇ નહીં તો બીજું શું સમજવું રાજાનાં આવા વચન સાંભળી નગરશેઠ એક દમ મુંગ મુંગો પોતાના છોકરાને લઇ પસ્તાવો કરતો ઘેર ગયો.

---

## વારતા ૧૬ મી.

---

### નાયબ દીવાન અને ચતુરસીંહ.

બીજે દીવસે નગરશેઠના છોકરાને લુટનાર લુટારાને પકડી આપવા માટે ફરીને રાજાએ દરબાર ભરી, અને દરબારમાં બેઠેલા સર્વ દરબારીઓને કહ્યું કે, આ ઠગથી હું તો હારી ગયો છું. તેને પકડવા માટે મારી બુદ્ધિ કહયું કરતી નથી, પણ અફસોસની વાત છે કે મારા દરબારમાં બેઠેલા મહોટા મહોટા અમલદારો જે મહોટા મહોટા પગારો ખાય છે તે પણ આવા એક ઠગને પકડી આપવાને કેવા ના હીંમત બની ગયા છે તે જોઇ મને મહા ખેદ થાય છે તમે જ્યારે આવા ઠગને પકડી શકતા નથી તો પછી તમે લડાઇના મેદાનમાં દુશ્મનને કેમ વશ કરી શકશો ?

રાજાના આવા હૃદય ભેદક શબ્દો સાંભળતાનીજ સાથે નાયબ દીવાનના શરીરમાં શુર છુટવાને લીધે બધાએ બાયલાઓ છે ? શું બધાએ બુદ્ધિ અને શકિત હીણ છે ? નહીં, નહીં, હજુ શુરાએ છે ? ચોર પકડવો એમાં શી મોટી વાત છે ? જો કે મેં એવા અનેક કામો કર્યાં છે તેની આગળ આ ચોર તો શા હીસાબમાં છે ? આજ તો હું પકડું અને રાજાને પણ બતાવી આપું કે, તું પણ

ફક્ત નામનોજ રાજા છે. વળી રાજ્યમાં પણ સઘળા ડોબા જેવાજ વસે છે નહીં તો આટલા દીવસો થયા ચોર આખા ગામને પજવે છે તે એટલો પકડી શકાતો નથી ? એવો વિચાર કરી તરત ઉભો થયો અને સર્વની વચ્ચે બીડું ઉપાડી લઇ ચાલી ગયો, તરત દરબાર બરખાસ્ત થઇ.

આજની દરબારમાં બનેલો બનાવ જોઇ લેનાર માલણ ઘેર આવીને ચતુરસીંહની આગળ વર્ણવી બતાવ્યો. જેથી નાયબ દીવાનની પણ શુધબુધ ભુલાવવાને ચતુરસીંહ તત્પર થયો અને તે માટે બરોબર ચોકસ વિચાર કર્યો પછી રાજરસ્તાપર આવેલી ગોલવાડમાં ગયો અને એક ઘંટી એક દીવસને માટે ભાડે લીધી, પણ તે ઘંટીના માલીક સાથે ઓળખાણ નહીં હોવાથી તેની કીંમત પેટે તેને દસ રૂપીઆ આપી ઘંટી પાછી મળે ત્યારે બે રૂપીઆ ભાડાના કાપી લઇ બાકીના આઠ રૂપીઆ પાછા આપવા એવા પ્રકારનો ઠરાવ તે ઘંટીના માલીક સાથે કરીને કહ્યું કે, 'આજ રાતના દશ વગે આવીને તારી ઘટી લઇ જઇશ. દીવસે લઇ જતાં મને શરમ લાગે છે.' ઘંટીના માલીકે તેની વાત ખરી માની અને તેનાં ઉજળાં લુગડાં જોઇને પ્રથમથીજ અંજાઇ ગયેલો હોવાથી તે બોલ્યો—'ભાઇ ગમે ત્યારે તું આવજે, કાલ સાંજ સુધી એ ઘંટી તારી છે' આ પ્રમાણેનો ઠરાવ કરી બંને જણ એકએકથી છુટયા.

બરાબર રાતના બમોબાર વાગતાની સાથે ચતુરસીંહ માલણના ઘરમાં પહેરવાનો જુનો સતર થીગડાવાળો સાડલો લઇ ઘરની બહાર પડયો અને રસ્તામાંથી એક મજુરને પકડી લઇ ગોલવાડમાં જઇ એક ઘંટી મજુરને માથે મુકાવી રાજમાર્ગે આવ્યો, જ્યાંથી દીવાનની રોજ નિકળનાર હતી, ત્યાં જઇ ઘટી મુકાવીને, મજુરને પાછો

ઘેર લાવ્યો અને મજુરને માથે બે મણ બાજરાનો કોથળો ઉચકાવીને ઘંટીની પાસે આવ્યો, મજુરને મજુરી આપી કાઢી મુક્યો અને એક ખુણામાં જઇ પુરૂષ વેશ ઉતારી સ્ત્રી વેષ ધારણ કરી ઘંટીએ દળવા બેસી ગયો દળતાં દળતાં તે ગાવ લાગ્યો કે, છાનોરે મારા બાલુડા સીદને રડે છે, હમણાં વાણું વાસે, એમ ગાતાં ગાતાં અને દળતાં દળતાં બારપર બેના ઘંટા ઠોક્યા. રાત અંધારી રહી, દીવાનું નામજ નહોતું તેથી આખા ગામમાં અમાવાસ્યાની ચાંદરણી જેવો પ્રકાશ અર્થાત અંધકાર છવાઇ રહયો હતો. આ સમયે નાયબ દીવાન ઘોડેસ્વાર થઇ ફરતો ફરતો તે જગાએ આવી ચઢયો અને પેલી વે-ષધારી ગોલણને પુછયું કે " આ તરફથી હમણાં કોઇ ગયું છે કે ?" તે વખતે ઝપાટાબંધ ઘંટી ફેરવી રહેલી ગોલણ બોલી કે. ' અરે મારા ભાઇ! મને હમણાં જવાબ દેવાની જરા પણ નવરાશ નથી મારો પો ફાટતાં પહેલાં આ બે મણ બાજરો દળીને મોદીને આપ-વાનો છે. તેમ જો ન કરૂં તો મારો ધણી મને મારી મારીને મારાં હાડકા રંગી નાખે અને ખાવાનું પણ ન આપે, ભલે તેમ થાઓ, બોલ તું શું પુછે છે? તે જલદી જલદી કહી નાંખ આ સાંભળીને નાયબ દીવાન તો સ્તબ્ધજ થઈ ગયો, અને મનમાં ને મનમાં બડ-બડવા લાગ્યો કે ' આ ગોલણ કેવી જબરી છે કે, આ અંધારી
૪. રાતનો ભય ન રાખતાં બે મણનો બાજરો લઇને ઘંટીને કેવી જોરમાં ઘુમાવી રહેલી છે. તેથી મને પુરો જવાબ ન આપતાં સામી ધમકા-વે છે. પણ હશે આપણે તો સ્વાર્થ સાધવાનો છે.'

પ્રિય વાંચક! સહુ કોઇ જાણો છો કે આ જગતમાં સ્વાર્થ કેટલો બધો અંધ છે કહેવત છે કે ' ગરજ બીચારી બાપડી ગરજે રપથા ખાવા ' તે મુજબ તેને પુછ્યું કે આ તરફ થઇને હમણાં કોઇ

ગયું છે? તેના જવાબમાં તેણીએ ઉતર આપ્યો કે, હમણાં એક માણસ પછી તે ચોર હોય કીંવા સાહુકાર હોય; પણ તે મને ફસાવવા આવ્યો હતો પણ હુતો ફસાઉ? મને કહયું કે, "તારો આ બધો લોટ અને બાકી રહેલો બાજરો મને આપી દે, તેના રૂપીઆ તને કાલે આપીશ" મેં કહ્યું કે 'જા મારા બાપના સાળા! આવ મારી પાસે તારા કપાલમાં ડામ દઉ? જા જા રોયા—ચકલો ભુલી ગયો એટલામાં તારા ઘોડાનો પડઘો તેના કાને પડતાંજ કુતાની પેઠે આ રસ્તેથી બે પગે કુદતો ગયો. ગરજ હોયતો જા તું પણ તેની પાછળ વાંદરાની પેઠે ઢેકતો પણ એટલું તો તુ યાદ રાખજે કે તારો મારીઆઇ ભાઇ તારા હાથમાં આવવાનો નથી. અને શું તેની ચાલાકી મારો પીટયો મને તો ધમકાવવાજ ઉઠયો, પણ હું એનુ માથુ ભાંગી નાખું એવી જબરી હતી તો!' નાયબ દીવાને કહયું કે, 'તુ તારી ધંટીએથી ઉઠ અને મારા ઘોડાને જરા પકડી રાખ, હમણા હું તેની પાછળ જઇ તેને પકડી લાવું છું? ગોલણે કહયું કે, 'જા જા અકલના બારદાન! તું પણ કેવા મુર્ખનો સરદાર છે? શું તારી અકલને અંધારામાં વેચી આવ્યો છે? કે શું કોઇ વઇસ્યને ત્યા ગીરવી મુકી આવ્યો છે? તારા ઉજળાં લુગડા જોઇને તેશું પલાયન થઇ નહીં જશે! દીવાને કહયું કે, જા ત્યારે તુ જઇને પકડી લાવ, હું તને તેના બદલામાં કઇંક ઇનામ આપીશ' ગોલણે કહયું કે, 'પકડવો હોય તો પકડ નહીં તો પડ પેલા કુવામાં! જો મારો પીટયો તુને કાંઇ ન મલ્યું કે હું મલી! અને ઉપરથી મને લાલચ બતાવે છે! હું તેને પકડવા જાઉ, ને તે વખતે પીટયો મને ઉચકીનેજ કુવામાં નાંખી દે તો પછી મારા છોકરા અને પતીને રડતા કોણ છાના રાખશે! માટે જા તારે જવું હોય તો! પણ અરેરે!! તારી મને બહુ દયા આવે છે જોકે

તારી અકલ તો બહેર મારી ગઇ છે. પણ હું અકલ આપું છું મોટા જમાદાર થઇને ઘોડાપર બેઠો છે, તારા કરતાં તો મારે ગોલો-રાણો હુશીયાર છે કારણ કે જ્યારે તે ઘરમાં આવે છે ત્યારે રાજા કરતાં પણ બમણો રોફ મારે છે બીજું તો શું કહું? પણ તે વખતે દારૂ પીઇને તે એવો તો તોરમાં આવેછે કે રાજાઓ રાણીને નહીં મારતો હશે તેના કરતાં મને બમણો માર મારીને મારો બરડો ભાગી નાખે છે. અને એવું તો ફાટયું ફાટયું બોલે છે કે ન પુછો વાત! તો પણ હું સહવારમાં ઉઠુંછું તો જેવાને તેવી ઝટ કાખમાં છોકરૂં ઘાલી બજારમાં જઉં, રાંધેલું લાવીને રાંધું. અને મારા નાવલીઆને ખવરાવવું પછી હું છોકરાને ઘોડીયામાં ઘાલી, ઝોળીની દોરી ભાયડાના હાથમાં આપી ચોખાવાળાની દુકાને જઇ ઝટ ચોખા ખાડવા મંડી જાઉં, તું શુ કામ કરવાનો હતો. માટે સાંભળ? કહું તેમ કર! ઘોડાપરથી ઉતર નીચે. ઉતારી નાંખ તારાં લુગડાં, અને મને આપ પહેરવા, અને મારો સાડલો કાઢી આપું ઓઢીને ધીમે ધીમે દળવા લાગ, હું ઘોડાને લઈ આ બાજુએ અવાજ કરતી જઉં છું તેથી તે ચોર એમ જાણશે કે, રોનવાળો તો ફરતો ફરતો પેલી બાજુએ ગયો એટલે તે અહીં આવશે, તે વખતે તું પેલી સીસોટી વગાડીને પકડી લેજે. તે આ ઉભી સડકેથી વધારે દુર ગયો નથી, ઘણું તો તે પચાસ હાથ લાંબો ગયો હશે.

આ વાત સાંભળી દીવાન ખુશ છક થઇ ગયો અને મનમાં ને મનમા તે વાતો ઘડવા લાગ્યો, 'વાત પણ ખરી છે કે, મારા ઉજળા લુગડાં જોતાંજ તે ભાગી ગયો હશે. માટે આ ગોલારાણીનું કહેવું માનવું જોઇએ. ઓહો! શું એનામાં બુધિ છે ધન્ય છે એને આવો વીચાર કરીને પોતાનો પોશાક ઉતારીને તેને પહેરાવ્યો અને

તેનો સાડલો ઓઢી લઇને બાજરો દળવા બેઠો પેલી વેષ ધારણ ગોલણ તરત દીવાનના ઘોડાપર સ્વાર થઇને, દીવાનને કહ્યું કે, હું આવું ત્યાં સુધીમા મારૂં દરણું પુરૂં નહીં કરીશ તો મારા ગોલા પાસે તારી મણુની પાંચશેરી કરાવી નાખીશ, જોજે હાંકે હું ચોર પકડવાને જઉછું. હમણાં પકડી લાવું છું. ' દીવાને કહયું કે, ' ભલી બાઇ ! જા તું જે કહે છે તે મારે સર્વ કબુલ મંજુર છે, ' વળી ગોલણે કહયું કે, ' જો હું આડે અવળે રસ્તે જઇ તેને શોધીશ એટ-લામાં જો તે ન આવે તે પણ તું અહીંઆંથી ઉઠતો નહીં, અને માથું નીચે ઘાલી ઘંટીને ખુબ જોરમાં ગુમાવીજ રાખજે, હું આડે અવળે રસ્તે થઇ, જે બાજુએ તે ગયો છે, તે બાજુએ જઇ, અને તેને અહીઆં આવવાની ફરજ પાડીશ ' એટલું કહી ઘોડાને આડે રસ્તે છોડી દીધો, વેષ ધારી સ્ત્રીને પોતાના ઘોડાપર બેસીને ગયેલી જોઇને દીવાન મનમાં વીચાર કરવા લાગ્યો કે, ' વાત પણ ખરી, આ અકલ દોડાવીને લશે હદ કરી નાખી છે. વાહરે સ્ત્રી તારી બુધિને ! ઠીક થયું તેણે મને આવી યુક્તી બતાવી ! જો ન બતાવી હોત તો આ મહા ઠગનો મને કદી પણ પતો લાગત નહી. એહેો ? એનો મારા ઉપર મોટો ઉપકાર થયો છે ! ઠીક છે ચોર પકડાયા બાદ તેને ઉપકારનો બદલો વાળી આપીશ ! અને દર બારમા બોલાવી રાજા પાસેથી તેને હજાર રૂપીઆનુ ઇનામ અપા-વીશ. પણ અરે ભુલ્યો ! ઇનામ કોને અપાવીશ ? એનું નામ પુછતાં ભુલી ગયો ! અરે ! રામ રામ ! ? મારામાં બીલકુલ અકલ નથી કોણ જાણે શાને માટે મને રાજા આટલો બધો પગાર આપે છે. ખરૂ જોતાં તો હું ફુટી બદામને પણ લાયક નથી. પણ પેલા રાજમાં મારૂં ઠીક ટકુ ચાલે છે હશે તે ઘંટી અને બે મણ બાજરાનો લોટ

મેળવવાની આશાએ તે પોતાની મેળેજ આવશે ? એવો વીચાર કરી તે દળવા લાગ્યો. જોઇ નાયબ દીવાનની અકલ ?

મુર્ખ દીવાનને પૂર્ણ મુર્ખ બનાવી સ્ત્રીનાં લુગડાં પહેરાવી ઘંટીએ દળવા બેસાડીને ચતુરસીંહ એકદમ ઘોડાને કુદાવતો કુદાવતો ચબુતરા ઉપર ગયો અને લલકારીને કહ્યુંકે, પહેરાપર કોણ છે ? આ અવાજ સાંભળી પહેરેગીરો બીછાનામાંથી બેઠા થયા ! પોશાક પહેરી આંખો ચોળતા નીચે આવી સલામ કરી ઉભા તે જોઇ વેષ ધારી દીવાને કહ્યું કે આજે ઘણે દહાડે ચોર પકડયો છે, જો કે માહારાજા પકડતા પકડતા હારી બેઠા છે પણ મને ખરી બાતમી મળી છે કે, અહીંથી થોડે છેટે આવેલા સરીયામ રાજમારગ ઉપર એક ગોરણ દળવા બેઠી છે તેને તમે સર્વ જઇ એકદમ ઘેરી લો. મોડા જશોતો તે નાશી જશે. તે પુરૂષ છે કે સ્ત્રીછે તેની ખાત્રી કર્યા વગર તેના ઉપર હાથ ઉગામશો નહીં, જાતા પહેલા તેના મોઢાં ઉપર હાથ ફેરવીને જોજો. જો તમારા જાણવામા આવે કે તેને મુછોછે તો મારવામા કચાશ રાખશો નહીં, અને મુછો ન હોય તો એમ માનજો કે, મને ખબર આપનાર માણસ જુઠો છે.' આટલું કહી વેષ ધારી દીવાન ત્યાંથી છ પાંચ ગણી ગયો.

થોડીવારમાં એક ટુકડી તઇયાર થઇ અને જ્યાં દીવાન સ્ત્રી રૂપમાં બેશીને બાજરો દળતો હતો ત્યાં ગઇ અને વેષધારી દીવાનના કહેવા મુજબ પોતાની ખાત્રી કરી લીધા પછી તેનો ખાખરો કાઢી નાખવામાં બાકી રાખી નહી જેણે કોઇ દીવસે કોઇના મોઢાની ગાળો ખાધી નથી. જેનુ કોઇ દીવસે કોઇએ અપમાન કર્યું નથી તેને આજ વખત લેવે દેવે કેવી દશાએ પહોંચવું છે જો તેણે દરબારમાં સર્વની સમક્ષ ખોટું શુરાતન બતાવ્યું ન હોત તો, આજે

તેની જે દશા થઇછે. તે થવા પામત? અરીશુીઓના મારથી તેના હાથ પગ અને વાંસો સુંઝીને થાંભલા જેવો થઇ ગયો, અને મરણ તોલ બની જમીનપર લાંબો થઇ પડયો; આવી હાલતમાં તેને ફક્કી ચબુતરા ઉપર લઇ ગયા. સવાર થતાં જોયું તો નાયબ દીવાનની મુરતી નિકળી! આ જોઇ સર્વે સીપાઇઓ પસ્તાવો કરવાને મંડી પડયા.

રાજાને આ ખબર પડતાંજ રાજા તો ખડખડ હસવા લાગ્યો, કારણકે તેને એક દુઃખ ને બીજુ હસવા જેવું થયું. માઠા ભાગ્યે અને વઇદોના સારા ઉપચારોથી, અને રાજાની કૃપાળુ દ્રષ્ટીથી દીવાન સાહેબ લગભગ ચાર માસે ખાટમાંથી શીરો ખાઇને બેઠા થયા અને રહી રહીને છ મહીને પોતાના ઓધાનો અખતીયાર સંભાળી લીધો.

આવી રીતે ચતુરસીંહ ઠગારો પ્રજા જનોને ઠગનાં ઠગમાં દરબારી કારભારૂં કરતાઓને મ્હોટા ઉમંગથી અને પોતાના પરાક્રમથી ઠગવા લાગ્યો એટલુંજ નહિ, પણ તેને હેરાન કરી દુઃખ ઉત્પન્ન કરી ભારી વ્યાધીમાં લોટી દેવાને લીધે રાજાને મ્હોટા અફસોસ થવા લાગ્યો. તેને પકડવા જતાં, પકડવા માટે અનેક પ્રકારના છટકા માંડવા છતાં, તે ચાલાક અને બુધિશાળી ઠગારો હાથમાં ન આવતાં ભલા ભલા ધનેતરોને ઠગી જવાને જરા પણ ભય રાખતો નથી એવું અને અને આ મારા રાજને લાંછનરૂપ નથી ગમે તેમ થાઓ. હવે તેને ગમે તેવી યુકતીથી પકડવાને હું મારાથી બનતી કોશેશ કરવાને ચુકનાર નથી.

આવા પ્રકારનો વીચાર કરીને દરબાર ભરી અને દરબાર સમક્ષ રાજાએ ખુલ્લે ખુલ્લું જણાવી દીધું કે હવે બીડું ફેરવવાની હું કાંઇ જરૂર જોતો નથી, પણ હું તમામ દરબારીઓ અને પ્રજાજનોને ચેતવણી આપું છું કે તે ઠગારાથી બહુ સાવધાન રહેવું. અને

એવી રીતે તમને કોઇ પણ ઠગવા આવે તેને એકદમ પકડી કેદ કરજો અને મારી પાસે લાવજો પછી હું જોઇશ. એટલું કહી રાજા ગુસ્સામાં ને ગુસ્સામા દરબાર છોડી રાણીવાસમાં ચાલી ગયો.

## વારતા ૧૭ મી.

### ચતુરે એક ઝવેરીને રડાવ્યો.

આ રીતે ચતુરસેન પરાક્રમ કરતોજ જાય છે પણ પકડાતો નથી. તેથી કોઇ પણ માણસ તેને પકડવાનો ઉદયોગ કરતો નથી એમ જાણી ચતુરસેને ઉત્તમ પોશાક પહેર્યો અને મોટા સોદાગરનો વેશ લીધો, પછી એક શ્રીમંત ઝવેરીની દુકાને ગયો. ઝવેરીએ તેને દુકાનપર ચઢતાં વારજ કોઇ મોટા માણસ ધારી ઉભો થઇ સન્માન કરી બેસાડયો અને કયાથી પધાર્યા? શું પ્રયોજન છે? વગેરે પ્રસ્નો પુછવા લાગ્યો, તે વખતે ચતુરસેને કહયું કે દક્ષિણ દેશમાંથી અતરે કેટલુંક ઝવેરાત ખરીદ કરવા મ ટે આવ્યો છું પણ મારો માણસ આવતાં હજી બે ત્રણ દિવસ વાર લાગશે એટલા માટે સારૂં ઝવેરાત પસંદ કરી તે અલગ કઢાવી ખરીદ કરવા માગું છું.

આ સાભળી ઝવેરી તો હર્ષઘેલો થઇ ગયો અને હાંફલો હાંફલો આમ તેમ દોડી ઉત્તમ પ્રકારના હીરા માણેક વિગેરે અંદરની પેટી-માંથી સારા વકરા સાથે નફાની આશાથી લાવ્યો ને જોઇ ચતુરે તમામ નંગ ઉત્તમ છે એમ કહી પસંદ કર્યા, પછી તે સર્વ એક કોથળીમાં બાંધી તે પર પોતાનો શીક્કો કરી ઝવેરી પાસેથી કીંમત નોંધેલો કાગળ લીધો, અને સાંજે કીંમત કરાવવા આવીશ એમ

કહી ચાલતો થયો. ઝવેરીએ શીક્કા બંધ માલની કોથળી પોતાના જમનદાનખાનામાં રહી. ચતુસ્સેન જેવો ત્યાંથી નીકળ્યો તેવોજ કચેરીમાં જઇ ન્યાયાધિશને અરજ કરી ન્યાયાધીસે તેને કોઇ સારો સભ્ય મનુષ્ય ધારી બેસવા માટે ખુરશી આપી. અને પુછ્યું કે આપ ક્યાંના રહેવા શીછો તથા અતરે પધારવાનું શું કારણછે આ ઉપરથી તેણે ઉત્તર આપ્યો કે હું દક્ષિણ દેશમાંથી ઝવેરાત વેચવા માટે અતરે આવ્યો છું. અને અતરે આવ્યા પછી મારો આણેલો તમામ માલ આપણા શહેરમાં એક પૈસાદાર ઝવેરીને ત્યાં લઇ ગયો તે માલ પાંચ લાખ રૂપિયાનો છે. તે વેપારીને મેં રાતે માલની કીંમત ઠરાવવાનું જણાવ્યું હતું તેથી રાતે હું તેને ઘેર ગયો તો તેણે મને ચાર લાખ રૂપીઆ આ-પવા જણાવ્યું પરંતુ મેં તેને જણાવ્યું કે જો પાંચ લાખ રૂપીઆ આપશો તોજ આપીશ તેણે મને પંચ લાખ રૂપીઆ આપવા ના પાડવાથી મેં કહ્યું કે હું સવારે આવીને મારો માલ પાછો લઇ જઇશ એમ કહી ઘેર આવ્યો, સવારે તેને ઘેર જઇ માલ માગતાં તેણે મને જણાવ્યું કે, તમારા માલની મને કાંઇ ખબર નથી આથી નીરૂ-પાય થઇ હું આપની પાસે આવ્યોછું વળી અતરેના ઝવેરીઓ ઉપર આવો વિશ્વાસ તમે કેમ રાખ્યો? એમ આપ પુછશો તો તેનું કારણ એ છે કે, વેપારી લોકોની એવી રીતજ છે કે માલ જાંગડ આપ્યા શિવાય વકરો થાય નહીં માટે જો તમે મને મારો માલ મેળવી આપશો તો એક લાખ રૂપીઆ હું આપને આપીશ. આ સાંભળતાંજ ન્યાયાધીશ તો ગાંડાઘેલો જેવો થઇ ગયો. કારણ આજ સુધી તેને આવો જબરો શિકાર હાથ લાગ્યો નહોતો તેથી એકદમ તે ઝવે-રીના ઘરપર જપતી બેસાડી અને તેને કોર્ટમાં બોલાવી મંગાવ્યો, ઝવેરી કોર્ટમાં આવ્યો ત્યારે ન્યાયાધીસે તેને પુછ્યુ કે, આ ગૃહસ્થ તમારા

ઓળખીતો છે કે ? ઝવેરીએ કહ્યું હા એઓ દક્ષિણ દેશથી વ્યાપા-
રાર્થે અતરે આવ્યા છે. ન્યાયાધીશે પુછ્યું હા, એણે તમારે ત્યાં કંઈ
માલનું સાટું કરી તે માલ તમારે ત્યાં મુકયો છે કે કેમ ? ઝવેરીએ
કહ્યું હા, આ સાંભળી ન્યાયાધીશે કહ્યું કે તે સઘળો માલ અતરે
હાલ હાજર કરો. આ ઉપરથી ઝવેરીએ દુકાને જઇ સીલબંધ થેલી
લઇને માથે ઉપડાવી કોર્ટમાં આણી તે સોદાગરને આપી કહ્યુ કે, આ
થેલી જુઓ એ તમારીજ સીલ કરેલી છેની ! સોદાગરે પોતાની સી
લની નિશાની જોઇ કહ્યું કે હા એજ કોથળી મારી છે. આ વખતે
ન્યાયાધીશે ઝવેરીને કહ્યું કે, કોઇ પરદેશી ગૃહસ્થે તમારી સારી આ-
બરૂ જાણી ભરોસો આણી તમારે ત્યાં કંઇ માલ અનામત મુકયો
તો તે માલ ઉચાપત કરવા ધારો છો કે શું ? ઝવેરીએ કહ્યું કે.
આજ રાતે કીંમત નક્કી કરવાનો ઠરાવ છે, પણ ન્યાયાધીશ એવું
સમજ્યા કે વાદીને મોઢે તદ્દન ઇનકાર ગયેલો હોવો જોઇએ. કારણ
જો આજે કિંમત ઠરાવવાનું નક્કી કર્યું હોય તો તે વેપારી ફરીયાદ
કરવા આવેજ નહીં. એમ ધારી પેલા સોદાગરને કહ્યું કે તમે બરા-
બર ખાત્રીથી તપાસ કરો આ માલ તમારો જ છે ? સોદાગરની
તો ખાત્રીજ હતી ! તેથી તેણે તરતજ કહ્યું કે હા; એજ માલ મારો
છે તે ઉપરથી ન્યાયાધીશે એકદમ ગુસ્સાંજ તે કોથળી તેને લઇ
જવા જણાવ્યું, જેથી તે ઝટ લઇને પોબારા ગણી ગયો, એટલામાં
તો ઝવેરી બોલી ઉઠયો કે હજી એની કીંમત નક્કી થઇ નથી પઇસા
આપ્યા સિવાય માલ આપ એકદમ તેને તાબે કરો છો એ તાજુબી
ની વાત છે ? ન્યાયાધીશે કહ્યુ આવીજ રીતે આપે આજ સુધી
દગલબાજી કરીને દોલત મેલવી છે કે કેમ ? આ સાંભળતાંજ ઝવે-
રીનો ક્રોધ હાથમાં રહ્યો નહીં, અને લાંબુ ટુંકું બોલવા જતો હતો

એટલામા ન્યાયાધીસે સીપાઇઓ પાસે ધકા મરાવી કોટડીમાં પુરાવ્યો. આ બનાવથી ઝવેરી એકદમ આભોજ બની ગયો. આબરૂ ગઇ, માણસોમાં તે ગાંડામાં ખપ્યો, પાચ લાખનો અવેજ ગયો ને કેદમાં પણ પડયો, તેથી મુર્છા ખાઇ પડયો પછી કેટલીવારે તેને ભાન આવ્યું ત્યારે ન્યાયાધિસે તેને જણાવ્યું કે આજ સુધીમાં આપે આ-વી રીતે કેટલા માણસોને ઠગ્યા હશે. તે તપાસતાજ તમે પણ આજ ઠીક હાથમાં આવ્યા છો જો તમે તો શેઠજી આજે પાંચ લાખ રૂપીઆ પચાવી પડવાનો વિચાર કર્યો હતો, પણ તે વેપારીનું પ્રાર-બ્ધ બળવાન કે માલ તમારાથી જીરવાઇ શકયો નહી, ખરેખર યાદ રાખો કે હમણાંજ તમને શ્રીમંત મહારાજા સાહેબ પાસે લઇ જઉંછું ત્યાં તેઓ સાહેબની સ્વેચ્છા મુજબ તમારી યોગ્ય વ્યવસ્થા થશે એમ કહી કચેરીમાંથી ઉઠી તેને દરબારમા લઇ ગયા

---

## વારતા ૧૮ મી.

---

### ચતુરે મોચણ તથા એક સાહુકારને ઠગ્યા.

ન્યાયાધીશ પાસેથી રજા લઇ કોથળી સાથે રાજપુત્ર ગલી કુ-ચીઓમાં થઇ મોટા રસ્તાપર આવ્યો ત્યાં એક મોચણ સારા જોડા લઇને વેચવા બેઠી હતી, તેની પાસે ગયો અને જોડા વેચાતા લેવા છે એમ કહી તેની પાસેથી તેણે જોડા લીધા. તે સ્ત્રી ઘણીજ દેદી-પ્યમાન હતી, તેથી ચતુરસેને જોડા લઇ એક મોહોર તેના ભણી ફેંકી અને કહ્યું જોડાની કીંમત રાખી બાકીના પઇસા પાછા આપ, તે મોચણે પોતાના વરને વાત કહી. પણ પરચુરણ પઇસા ઘર-

માં ન હોવાથી તેણે તે રાજપુત્રને કહ્યુ કે માહારાજ! આપજ આ મોહર વટાવી લાવો. રાજપુત્રે કહ્યું, તારા કોઇ માણુસ મારી સાથે મોકલ, જેથી હું પાસેની દુકાનપર જઇ રૂપિઓ આપું છું. આ સાંભળી બાચીએ પોતાની સ્ત્રીને તેની સાથે મોકલી ત્યારે તેણીનો નાનો છોકરો તેની પુઠે લાગવાથી તેને પણ સાથે લઇ ગઇ. રાજપુત્ર એક સાહુકારની દુકાનપર આવ્યો, ત્યાં સાહુકારે તેને વગર ઓળખાણનો પણ સભ્ય મનુષ્ય જાણી સનમાન આપી, અંદર બોલાવી બેસાડયો. એટલે ચતુરે કહ્યું કે, શેઠજી અમારા મિત્રે એક કુસબણ વેચાતી રાખી હતી. પણ તેની પરણીયત સ્ત્રીએ કંકાશ કરવાથી તે મજ મારે પણ તે કુસબણની જરૂર નહીં હોવાથી તેને કોઇ ઠેકાણે વેચવાની છે, પણ સારી જગ્યાએ તેને વેચવી જોઇએ. એમ ધારી હું આપની પાસે લાવ્યોછુ થોડા પઇસા મળશે તો પણ અડચણ નથી. તે બહાર બેઠી છે અને સ્વરૂપવાન અને ગરીબ છે. વળી એના શરીર ઉપર રૂપીઆ પાંચશેહના દાગીના છે તેમજ મારા મિત્રના પેટનો એક દિકરો છે તે સુદ્ધાંત હુ આપને પાંચ હજાર રૂપીએ વેચાતી આપુછું. આપને અંદેશો હાય તો બહાર જઇ જોઈ ખાત્રી કરો આ વખતે સાહુકાર બહાર આવ્યો અને જુએ છે તો ખુશ ખુશ થઇ ગયો; વળી તે સ્ત્રીની ખુબસુરતી પર આશક થઇ જતાંજ નાતરૂં કરવા વિચાર કર્યો, અને પોતે પણ જાતનો કણબી હોવાથી તેમજ તેની વહુ વૃદ્ધ હોઇ ઘરમાં રોટલા કરી આપનારી કોઇ જુવાન નહિં હોવાથી, લાગલોજ ઘરમાં આવી રૂપીયા આપ્યા. ત્યારે રાજપુત્રે કહ્યું કે, શેઠજી મેં તે સ્ત્રીને વેચી છે. પણ તેનું મારા પર હેત વિશેષ છે. તેમજ તે છોકરાનો મારી સાથે એટલો તો પ્રેમ બંધાયો છે કે મારાથી તેમના દેખતા જઇ શકાશે નહીં તેથી મહે-

રખાની કરી પાછલે બારણેથી મને કાઢશો તો તેઓને ખોટું લાગશે નહીં અને મને ઠીક પણ થશે. આથી સાહુકારે તેને પાછલે બારણેથી વિદાય કર્યો.

પછી પોતે જાતનો કણબી તો હતો એટલે પોતાનીજ જ્ઞાતીની નવયૌવન સ્ત્રી તથા પુત્ર મળવાથી હાંફલો ફાંફલો બની હર્ષઘેલો થઇ ગયો. થોડીવારે ભાન આવ્યું ત્યારે પોતાની પરણીયત સ્ત્રીને કહ્યું કે, મેં નવી સ્ત્રી આણી છે તેના પગ ધોવા માટે પાણી આપને અને કંકુનો ચાંલ્લો કરી અંદર લાવ. તે સ્ત્રી નવી વહુના પગ ધોવા માટે પાણી લઇ ગઇ અને તેના પગ ધોવાનું જણાવી કહ્યું કે મારા નાથે તને વેચાતી લીધી છે તે પરથી તે મોચણે કહ્યુ કે હું તો મોચણ છુ. અને જોડાના પઇસા લેવા આવી છું આ સાંભળી સાહુકાર તથા તેની સ્ત્રીએ પેલી સ્ત્રીના હાથ ઝાલી ખેંચવા માંડી, જેથી ત્યાં આગળ રકઝક અને ખેંચતાણ થઇ. એટલુજ નહિ પણ અસભ્ય સગાળોનો વરસાદ વરશી રહ્યો. જેથી સાહુકારે પોતાના ચાકરોને તેને ધરેણા લાવવાનો હુકમ કરયો. તેઓ તેને અંદર લાવવા લાગ્યા તેવોજ તે સ્ત્રીનો છોકરો ત્યાંથી નાશી ગયો, અને ઘેર જઇ પોતાના બાપને સર્વ હકીકત કહી. તે છોકરાનો બાપ દશ વીશ મોચી લોકોને લઇ ત્યાં આવ્યો અને શાહુકારને કહ્યું કે આ સ્ત્રી મારી છે તેથી મને પાછી આપ. તો પણ સાહુકારે તે માન્યુ નહી. તેથી મોચીએ સરકારમાં ફરીઆદ કરી. રાજાએ ન્યાય કરતાંજ તે મોચણ હોવાથી તેને તેના સ્વામીને હવાલે કરી અને શાહુકારને દંડ કરી તે વસુલ કરાવી મોચીને આપ્યો. મોચીતો સંતોષ પામ્યો પણ દીલગીરી માત્ર એટલી થઇ કે સાહુકારની આબરૂ ગઇ અને તે ખિન્ન થયો.



# · વારતા ૧૯ મી.

## ચતુરસિંહે દાસીને ઠગી.

રાજાએ ફરીથી બીડું ફેરવ્યું, તે એક દાસીએ ઉચક્યું અને રાજાને કહ્યું કે, મને હાલ દશ હજાર રૂપીઆ આપો એટલે હું આઠ દીવસમાં ચોર પકડી લાવીશ. રાજાએ તિજોરીમાથી તુરતજ રૂપીઆ અપાવ્યા, તે લઇ ઘેર જઇ ચાલતાં ચાલતાં કહેવા લાગી, કે દશ હજાર રૂપીયા લઇ કોઇ મને ઉંટનું માંસ આપસે? રાજાની દાશીને આવી રીતે બોલતાં સાંભળી ચતુરની માસીએ તેને પોતાના ઘરમાં બોલાવી. અને પુછ્યું કે, તારે શું જોઇએ છીએ? તે પરથી તે બોલી કે ઊંટના માંસની મને ઘણીજ જરૂર છે તેથી રૂ.૧૦૦૦૦) ચોરને પકડવા રાજાએ શી રીતે ઠરાવ કર્યો છે? તે પરથી તે બોલી કે આજતો બીડું મેં ઝડપ્યું છે. આ બોલ તેનાં મોંમાથી નીકળે છે એટલામાં ચતુરસેન બહારથી આવ્યો અને તેને કાને આ શબ્દો પડ્યા. જેથી પોતાને રજુ કરવા માટે આ દાસીએ પાનનું બીડું ઝડપ્યું છે, માટે તેની અચ્છી તજવીજ કરવી જોઇએ, એમ ધારી ચતુરસેને તેને કહ્યું કે, 'અહો! તમારે ઉંટનું માસ દવાને માટે જોઇએ છે. તેના પઇસા તમારી પાસેથી લેવાય કે? અરે! એમાં શું વીસાદ છે! ચાલો ઘરમાં આવો. મારા ઘરમાં ત્રણ ચાર ઉંટનું માંસ છે! એમ કહી તેને ઘરમાં તેડી જઇ અચ્છી રીતે કોપરા પાક જમાડયો પછી તેની આંખે મરચાનો પાટો બાધીને મધરાત થવાં સુધી રાખી છેવટ તેને ઘરમાથી બહાર કાઢી મુકી. આથી તે દાશીએ જાણ્યું કે નકી એજ તે ચોર છે. એમ ધારી તેના ઘરમાંથી બહાર

નીકળ્યા પછી જતી વખત તેણે પેશાબ કરી જગા ભીની કરી અને તે ઠેકાણેથી માટીનો લોચો લેઈ ઘેરને નિશાની કરી અને રજવાડામાં જવાના ઇરાદાથી ધોરી રસ્તા ઉપર આવી પાટો છોડાવ્યો અને રજવાડામાં ગઇ અને મધરાતે બનેલી સઘળી હકીકત રાજાને કહી. જે સાભળી રાજા તો પેટ ભરીને હસવા લાગ્યો. તે કહેવા લાગી. કે મેં તે ઘરને નીશાની કરી છે જેથી રાજાએ ત્યાં પહેરો ભરનાર બે ચાર સીપાઇ હતા તેઓને તેની સાથે મોકલ્યા અને દાશીએ કરેલી નીશાની જોવા જણાવ્યું, તેઓ ત્યાં જઇ જુએ છે તો પડોશીની ચાર પાચ ગલીઓમાં બધે ઠેકાણે ઘેર ઘેર સરખાં નીશાનીનાં ટીપકાં કરેલાં જણાયાં તથા ભીની જગા પણ બધે ઠેકાણે જોઇ આથી દાશી નિરાશ થઇ પાછી આવી, અને શરમાઇ જઇ કંઇ બોલીજ શકી નહીં.

---

## વારતા ૧૦ મી.

---

### ચતુરે એક ચોકશીને ભભુત ચોળાવી.

ઉપલી વાતને બે ચાર દીવસ થઇ ગયા તો પણ કોઈ બીડું ઉંચકતું નથી, અને સર્વ ઠેકાણે શાન્તતા જોઇ ઠગશેને વીચાર કર્યો કે, આમ મારે કયા સુધી બેશી રહેવુ જોઇએ એમ ધારી સમશાનમાં ગયો તે દીવસે એક બાવાનો વર્ષ ચારેકનો દીકરો મરી ગયો હતો તેને તે સમશાનમાં લાવી દાટયો. ને દાટવા આવેલા માણસો તેને દાટી ગયા પછી ચતુરસેને છોકરાને ખાડમાથી બહાર કાઢયો. અને તેને સારી રીતે ધોઇને ઘેર લાવ્યો. પછી તેને જવા-

હીરના મોટા દાગીના પહેરાવી સારો રૂમાલ ઓઢાડી ખાંધ પર મુકીને મહોટા વેપારીઓની દુકાન આગળ થઈ સારા સારા સોના રૂપાના દાગીના બાબત તપાસ કરતો એક મોટા ચોકશીની દુકાનપર ગયો, અને તેને પુછ્યું કે, 'તમારી પાસે ઉતમ સોના રૂપાના દાગીના હોય તો બતાવશો ? ચોકશીએ તેના પોશાક ઉપરથી જાણ્યું કે આ કોઈ સભ્ય ગૃહસ્થ છે. કારણ તેના અંગપર પણ ઉતમ જવાહીર છે. એમ જાણી લલચાયો, જેથી તેને ગાદીપર બેસાડી પુછ્યું કે, તમે શી ગ્નાતી છો ? અને વતન ક્યાં છે, તથા અતરે પધારવાનું કારણ શું ? ત્યારે ચતુરસેને કહ્યું કે દીલ્હી શેહેરનો હું વેપારી છું. અને દેશાટન કરવા નીકળ્યોછું. જો આ શહેરમાં કોઈ પણ વસ્તુ ઉતમ અને ભપકાદાર મળશે તો લઈશ નહી તો પાંચ સાત દીવસ રહી શેહેર જોઈ ચાલતો થઈશ. એથી એક પંથને દો કાજ થાયછે એક વેપારનો વેપાર, અને બીજું શહેર જોવાશે. પોતાના ઘરમાં બેશી રહેવુ અને દેશાટન ન કરવું એ ઠીક નથી. જેને વાલાકમાં ખપવું હોય તેણે દેશાટણ અવશ્ય કરવું જોઈએ. લોકોમાં કહેવાય છે કે "ફલાણાએ તો સો ઘંટીનો લોટ ખાધો છે અથવા સેંકડો ઘાટનાં પાણી પીને તે પાકો થયો છે એ વાત યથાર્થ છે કે પર-દેશમાં ફરી અનુભવ મેળવ્યા વગર ગમે તેવો હોશીયાર માણસ હોય તો પણ તે ઠોકર ખાઈ જાય છે, એમ ધારી હું અતરે આવ્યો છું. વળી દેશાટન કરવાથી વિદ્વાન લોકોની સોબત થાય છે જેથી દેશો-દેશની ભાષા સમજવામાં આવે છે. પ્રખ્યાત માણસોની સાથે ઓળ-ખાણ થાય છે. અને તેમની સાથે સ્નેહ વધે છે. રાજ્ય વ્યવસ્થા ધ્યાનમાં આવે છે. કાયદા કાનુનની સમજણ પડે છે, તથા ક્યા દેશમાં ક્યો માલ ઉત્પન્ન થાય છે તે જણાઈ આવે છે તેમજ જુની બબ

ઇમારતો જોવાય છે. એવી રીતના શખસ હોવાથી મારા કુંટુંબને સાથે લઇ પરદેશ નીકળી પડયો છુ અને આ સાથે પાંચસાત ચાકર પણ લીધા છે. આ વાત સાંભળી ચોકશી સંતોષ પામ્યો, તથા પોતાના મુનીમ પાસે દુકાનમાંથી ઉંચી જાતના દાગીના મંગાવ્યા, તેમાંથી કેટલાક ચતુરશેને પસંદ કરયા, અને પોતાની પ સેના પાંચ લાલ તેણે તેજ વખત બતાવ્યા. જે જોતાંજ ચોકસી તો સ્તબ્ધ થઇ ગયો. કારણ તેવું એક પણ લાલ તેની પાસે નહોતું પછી ચોકશી પાશેથી લાલ તથા ઘરેણાં પોતાની પાસે લીધાં અને ત્યાં પડેલી ગાદીપર પેલા છોકરાને સુવાડી ઉપર જરીની'સાલ ચાલાકીથી ઓઢાડીને કહેવા લાગ્યો કે, શેઠજી! આ માલ હું લાઇ જમ મુનીમ તથા બાઇને બતાવું છું. એટલીવાર સુધી આ મારો રઘુવીરપ્રસાદ ઉંઘમાં છે માટે તેને અતરે રેહેવા દઉછુ.' સેઠે વિચાર કર્યો કે, પોતાના દીકરાને મુકીને જાય છે તો પછીથી શી અડચણ છે, કારણ પેટના દીકરા કરતાં બીજી કોઇ પણ વસ્તુ વીશેષ પ્રીય હોતી નથી, વળી એના પાસે જે માલ છે તે એક એક બાદશાહી ઉભી થાય એવા છે, તે પરથી એ સારો માણસ જણાય છે એમ ધારી શેઠે તેને જવા દીધો જેથી ચતુરસેન ત્યાંથી ઉઠીને આલણને ઘેર આવી બેઠો.

પછી ચોકશીએ ઘણી વખત સુધી રાહ જોઇ, પણ તે આવ્યો નહી! ત્યારે તેણે તપાસ કરવા માંડી તો તેના ઠેકાણાની મહીતી નહીં હોવાથી ઘણોજ દીલગીર થયો. એમ કરતાં સાંજના પાચ વાગ્યા તોપણ તે ગ્રહસ્થ આવ્યો નહીં, અને તેનો છોકરો પણ ઉંઘ માંથી ઉઠયો નહીં, જેથી કંટાળી તે છોકરા ઉપર ઓઢેલી સાલ ખેંચીને તે જુએ છે તો તે છોકરો ગ્રામવત માલમ પડયો. તેમજ તેના અંગપરનાં ઘરેણાં નીહાળીને જોતાં ખોટાં માલમ પડયાં આ જોઇ

પછી ચોકશીએ ઘણી વખત સુધી રાહ જોઇ, પણ તે આવ્યો નહીં ! ત્યારે તેણે તપાસ કરવા માંડી, તો તેના ઠેકાણાની માહીતી નહીં હોવાથી ઘણોજ દીલગીર થયો. એમ કરતાં સાંજના પાંચ વાગ્યા તોપણ તે ગ્રહસ્થ આવ્યો નહીં. અને તેનો છોકરો પણ ઉંઘ માંથી ઉઠ્યો નહીં, જેથી કંટાળી તે છોકરા ઉપર ઓઢેલી શાલ ખેંચીને તે જુએ છે તો તે છોકરો મરણવત માલમ પડ્યો. તેમજ તેના અંગપરનાં ઘરેણાં નીહાળીને જોતાં ખોટાં માલમ પડ્યાં આ જોઇ તેને એકદમ મુર્છા આવી. તેના ગુમાસ્તાએ આવી પાણી છાંટયા બાદ કેટલીકવારે તેને શુદ્ધી આવી ત્યારે હાય ! હાય ! કરી રૂદન કરવા લાગ્યો. પછી દુકાનનાં સર્વ માણસોએ મળી વીચાર કર્યો કે આ વાત સરકારમાં જાહેર કરીશું તો ખુનનો આરોપ માથે આવશે. એમ વીચાર કરી એક વીશ્વાસુ નોકર સાથે તે શબને સમશાનમાં મોકલી ગુપચુપ દાટી દેવરાવાની ગોઠવણ કરી અને પોતાનું થયેલું નુકશાન ખમી આબરૂનો બચાવ થયો તેજ મોટો લાભ છે એમ સમજી ચુપ બેઠો.

સંધ્યાકાળે સાત વાગ્યાને સુમારે ચતુરસેન એક નકામી પોટલી બાંધી પોતાની સાથે લઇ શેઠની દુકાને આવ્યો, અને તેણે કહ્યું કે, મારો દિકરો ક્યાં છે ? ત્યારે સાહુકારને ફાળ પડી કે હવે હું એને શો જવાબ દઉં ? તેને આવા વિચારમાં પડેલો જોઇ ચતુરસેન વધારે જોરથી બુમો પાડી પુછવા લાગ્યો. જેથી સાહુકારને બીજો રસ્તો ન જડવાથી એકાએક ઉઠી તેને પગે લાગ્યો. અને કહ્યું કે, મહારાજ! હું તમારો દાસ છું. માટે મને ક્ષમા કરી જીવતદાન આપો. હું મારા દાગીના બદલ એક પણ પૈસો તમારી પાસે માગવાનો નથી. પણ

મારા માંથાપર વિપરીત પ્રસંગ આણુશો નહિ. આપનો ચિરંજીવ દેવલોક પામ્યો તેથી તેણે હમણાંજ મારા વિશ્વાસુ ચાકર સાથે સ્મશાનમાં મોકલાવી દીધો છે આ સાંભળતાંજ ચતુરસેને મોટેથી પોક મુકી અને કહેવા લાગ્યો કે, અરે મારા દિકરાને તમે મારી નાંખ્યો ? એટલા માટે સરકારમાં જઇ હું હવે જાહેર કરૂં છું. આથી તે સાહુકાર તથા તેના સર્વ માણસો તેને પગે લાગ્યા. અને તેને ઘણી ઘણી રીતે વીનવી બીજા પણ ઘણા દાગીના આપી મુંગે મોઢે રવાના કર્યો.



# વારતા ૨૧ મી.

---

## ચતુરે મચાવેલી ધાંધલ.

રાજા બીડું ફેરવતો નથી અને મને પકડવા કોઇ હીંમત કરતું નથી એવું જોઇ ચતુરસેને શહેરમાં પુષ્કળ ધાધલ કરવા માંડી. એક દીવસ તેણે વિચાર કરી શહેરના મધ્ય ભાગમાં એક મોટો બંગલો ભાડે રાખ્યો. અને તે ઠેકાણે સીંધદેશના રાજા રાણી રહેવા આવવાના છે. એમ વાયકા ઉડાવી આથી દ્રવ્ય કમાવવાની આશાએ ઘણાક વાણીઆ કાપડવાળા, ફળફળાદીવાળા તેમજ અત્તરવાળા વિગેરે લોકોએ તેની પાસે આવી અમો સારો માલ આપીશું એમ વિનંતી કરવા માંડી. તે બંગલામાં એવી તજવીજ કરવામાં આવી હતી કે મધ્યભાગમાં દીવાનખાનું હતું. ત્યાં ઉત્તમ બીછાયત કરી, ગાદીઓ, તકીઆ, ખુરશી, ટેબલ વિગેરે ગોઠવી દીધાં હતાં. અને ઉપર છત બાંધી હાંડી ઝુમર વિગેરે લટકાવી દીધાં હતાં, એક બાજુ ગાદીની પેલી તરફ ભપકાદાર નકશીની પેટી ગોઠવી હતી. અને દરેક પેટી પાસે ખડીઆ કલમ, રેતી કલમદાન કાગળ અને મોટા મોટા જમા ખર્ચના ચોપડા ગોઠવ્યા હતા. સારાંશ કોઇ પરભારયો માણસ આવે તેને તો એમજ જણાય કે, આ કોઇ રાજવંશીજ છે તે દીવાનખાનાની જોડે ઉત્તર બાજુએ એક મોટો દરવાજો હતો. તેમાંથી અંદર જવા એક બીજુ દીવાનખાનું આવતું હતું કે, તેમાં પણ એવી વ્યવસ્થા કરી હતી છત બાંધીને હાંડીઓ ઝુમર લટકાવ્યા હતાં, અને

ચારે બાજુએ ભીંતો ઉપર નાના પ્રકારના ચિત્રોની તસવીરો ટાંગી દીધી હતી. નીચે ઉત્તમ પ્રકારનો ગલીચો પાથરી દીધો હતો, અને તેના વચલા ભાગમાં એક સુંદર ટેબલ ગોઠવી દીધું હતું, તેમજ તેની ચારે બાજુએ અનુક્રમે ખુરસીઓ મુકી હતી. તેવીજ કોચ કબાટ વીગેરે નાના પ્રકારના સામાન પણ સ્વચ્છ રીતે વ્યવસ્થીત ગોઠવી બારણા આગળ એક મરતકામનો પડદો નાખી અંદર મચ્છર દાનીનો નકસીદાર પલંગ ગોઠવ્યો હતો. તેનાપર મશરૂની ગાદીઓ નાખી ધોયેલી ચાદરથી પલંગ ગોઠવ્યો હતો. તેનાપર મશરૂની ગાદીઓ નાખી ધોયેલી ચાદરથી પલંગને શણગાર્યો હતો. આ પ્રમાણે સર્વ તઇયારી કરી બે પરદેશીઓને નોકર રાખ્યા હતા. અને તેમને એવી તાકીદ આપી કે દરવાજાની અંદર મારા હુકમ સીવાય કોઇને આવવા દેવા નહી અને બીજા દશપંદર નોકર રાખી તેમને વ્યવસ્થાસર કામ સોંપ્યું. જે બંગલો ભાડે રાખ્યો હતો તે ઉપર જણાવેલા સામાન સહીત રાખેલો હતો.

આવી રીતે સર્વ તઇયારી થયા પછી એક દીવસે સંધ્યાકાળે બજારમાં જઇ ભોઇ લોકોનો મીઆનો ભાડે લઇ આવ્યો. અને સાથે પાંચ સાત પરદેશી સીપાઇઓ તથા પાંચ સાત બંદુકોવાળા ભાડે લઇ ગામ બહાર ગયો. આગલે દીવસે તેણે ગામના ઝાંપા પાસે એક આંબાના ઝાડ નીચે એક નાનો તંબુ ઠોકાવ્યો હતો તેની પાસે આ ભોઇ લોકો સાથે આણેલો મીયાનો લઇ ગયો. અને એક બાજુ પડદો નાખીને તે મીઆનામાં એક વજનદાર ગાંસડી મુકી. પછી પડદા છોડી મીઆનાનાં બારણાં બંધ કર્યાં અને ત્યાંથી સર્વ માણસો સાથે નીકળી બંગલા આગળ ભડાભડ બંદુકથી થતા અવાજ

સાથે આવી પાલખીને ઘરમાં લેવડાવી. અને ઉપર કહેલા દીવાનખા-નાના બારણા આગળ ઉતરાવી સર્વ માણસોને બહાર કાઢયા તથા તે વજનદાર ગાંસડી કાઢી લીધી. પછી ભોઇ લોકોને પઇસા આપી તેમને રજા આપી આ પ્રકારે સર્વ તજવીજ કરેથી ભોઇ પાડ પાડોશીએ જાણ્યું કે રાણી આવવાનાં હતાં તે આવ્યાં.

બીજે દીવસે ચતુરસેને સુંદર પોશાક પહેરી એક નોકર સાથે શેહેરના તમામ મોટા મોટા વેપારીઓ ઝવેરીઓ વીગેરને પોતાનો માલ વેચવા માટે બોલાવ્યા. તેથી મોતીવાળા, ઝવેરી, કપડવાળા વેપારીઓ પોતાનો ઉતમ માલ બતાવવા માટે લઇ આવ્યા, જેથી ચતુરસેને તે માલ લઇ અંદર દીવાનખાનામાં જઇ જાણે કે કોઇની સાથે કાંઇ વાત કરી માલ બતાવતો હોય તેમ ડોળ કરવા લાગ્યો આવા પ્રકારનો તેનો કૃતીમ ઢાંઢ જોઇ સરવે વેપારીઓને તેના પર બીલકુલ અંદેશો આવ્યો નહીં. પછી તેણે વેપારીઓને કહ્યું કે, બાઇ સાહેબ કહે છે કે આ તમામ માલ જાંગડ કીમતનો નોંધ કરીને અતરે રાખો. તેમાથી અમોને જે પસંદ પડશે તે રાખી બાકીનો પછી તે કામનો શો ? વળી હાલના સમયમાં ઘણો દગો ફટકો થાય છે, તેથી તમારી નજરમાં આવે તો મુકી જાઓ. નહીં તો લઇ જાઓ. આ ઉપરથી ત્યાં ભરાયલા સઘળા વેપારી લોકોએ વીચાર કરયો કે, આ જમાએ આટલો બધો ઠાઠ છે અને વળી પોતે ખાસ રાણી સાહેબ માલ રાખવાને માટે કહે છે, તેથી માલ અતરે જાંગડ મુકી જવામાં કાંઇ અડચણ નથી. એમ વીચારી સરવે પોતપોતાનો માલ ત્યા મુકી ગયા, અને અચ્છો વકરો થશે. એમ ધારી બીજા દીવસની રાહ જોતા બેઠા. આણી તરફ ચતુરે તમામ

માલ તેજ દીવસે માલણને ઘેર લઇ જઇ ઉપર ભાડું પણ ઘરધણીને ચુકવી આપી ત્યાંથી નીકળ્યો અને માલણને ઘેર આવી સ્વસ્થપણે બેઠો.

બીજે દીવસે બપોરે સરવે વ્યાપારી ત્યાં આવીને જુએ છે તો ત્યાં આગળ કોઇ પણ માણસ મળે નહીં, ત્યાંથી આગળ દીવાનખાનામાં ગયા તો ત્યાં પણ કોઇ ન મળે જેથી હાંકો મારવા માંડી પણ ત્યાં હોય કોણ કે સાંભળે ? જેથી તમામ વેપારીઓ તો દીગમુઢ જેવાજ થઇ ગયા પછી કેટલાકે ત્યાં આજુબાજુ તપાસ કરવા છતાં કાંઇ પતો નહીં લાગવાથી તે ઘરના માલીક પાસે ગયા અને તમામ હકીકત કહેતાં તેણે કહ્યું કે, એ તો કાલેજ ભાડું ચુકવી આપી દેશ ગયા છે. આ સાંભળી તે બધા વેપારીઓ મળી ફરતા દશદશ ગાઉ સુધી માણસો તપાસવાને માટે મોકલ્યા, અને બીજી તરફ કોટવાલને બધી હકીકત જાહેર કરી તેણે પણ તે ઘેર જઇ તપાસ કર્યો પણ કંઇ પતો લગ્યો નહીં અને મોકલેલા માણસો પણ બીજે દીવસે સાંજે રખડી ભુખ્યા ને તરસ્યા કંઇ પણ પતો મેળવ્યા સિવાય પાછા આવ્યા, જેથી સરવે વેપારીઓ કપાળે હાથ દઇ બેઠા.

આ વાત રાજાએ સાંભળી ત્યારે તે પણ ઘણો દિલગીર થયો. અને વીચારમાં પડ્યો કે, ગામમાં ઠગનું કામ કરનાર જે પેદા થયેલો માણસ છે તેજ એ હોવો જોઇએ ! પણ તેને કંઇ પણ રસ્તો નહીં સુઝવાથી પોતાને અપકીર્તિનો ડાઘ લાગેલો જાણી વીસ્મય પામી ચુપ બેશી રહયો.

---

# વારતા ૨૨ મી.

---

## સ્ત્રી અને પુરૂષને ઠગનાર ઠમારો.

એક દિવસે ચતુરસેને કેટલીક ખોટી જણશો લઇ સવારે આઠ વાગતાના સમયે સરસ અને સ્વચ્છ પોશાકથી સજ થઇને તે એક ગ્રહસ્થને ઘેર ગયો, તે ગ્રહસ્થની વય સુમારે પચાશેક વરશની હતી. અને તેનાં લગન બીજી વારના થયેલા હોવાથી તેની સ્ત્રી હજી કોમલ નાજુક અને મનોરમા રતી સરખી લાગતી હતી. તે મનોરમાને એક બાળક થયું હતું. આ મનોરમા રતી રંભા સરખી સુંદરીનો પતિ સાધારણ રીતે શ્રીમંત હતો. તે ખેતીવાડીનો અને સોનબાઇ લઇ રૂપાબાઇ દેવાનો ધંધો કરતો હતો. આ વ્યાજ વટાવના ધંધાથી તેને પુષકળ પેદાશ થતી હતી તેથી તે બધી વાતે સુખી રહેતો. પોતાના બાપદાદાઓના સમયમાં બંધાયલું જુનું ઘર પડી જવાથી તેણે બીજું નવું અને રોનકદાર ઘર બંધાવ્યું હતું. તે ઘરના ઉપલા ભાગમાં કચેરીની બેઠક બનાવી હતી. ઘરના આગણામાં એક નહાનો સરખો ફુલેનો બગીચો પણ બનાવ્યો હતો. ત્યાં આપણી વારતાનો નયક ચતુર ઠમારો જઇ ચડયો. પણ તેના જોવામાં કોઇ માણસ નહી આવવાથી નીચે બાંધવામાં આવેલા ઘોડાઓમાંથી એક ઘોડાના ગળામાંથી દોરડું કાપી નાંખી હાંકી મુકયો. પછી આ ફકડભાઇ ખટાક ખટાક કરતાં મેડી ઉપર ચડયા અને કચેરીમાં દાખલ થઇ, કચેરીના અધિપતિને નમસ્કાર કીધા. ચતુરને જોતાંજ તે શાહુકારને એમ જણાયું

કે આ કોઇ રાજવંશી રત્ન છે તેથી તેનો આદર સત્કાર કરવો જો-ઇએ એમ વીચારી પોતે ઉભો થઇ તેના હાથ ઝાલી તેના લાયક તેને માન આપી પોતાની બાજુમાં બેસાડી તેને આવવાનું કારણ પુછ્યું, ચતુર ઠગસેને કહયું કે, 'હું તમારે ત્યાં કેટલા દાગીના ગીરવી મુકવા આવ્યોછું.' તે સાભળી તે શેઠે કહ્યું કે 'ઠીક છે. મારો તો એજ ધધો છે. બતાવો જોઇએ તમારા દાગીના,' ડાહયા ઠગસેને જાણે પોતાની સાથે આણેલી પોટલી છોડવા માંડી હોયની તેવો ડોલ-કરીને કહયું કે, અહો શેઠજી! આપ ઘોડાંઓ રાખો છો કે શું?' તે બાબ્જ બાઉ મારવાડી શેઠે કહયું કે કેમ? તમારે શું કામ છે? હવે બાજી જામી એવું ધારી ઠગે કહયું કે, 'તમારાં ઘરના આંગણાની અંદર હું દાખલ થયો તે વખતે એક કાળા રંગનો ઘોડો તમારા ઘરમાંથી નીકળી ઉભે રસ્તે જતો હતો.' આ સાંભળતાંજ તે શેઠે કહયું કે, 'આજે ચાકર બામડે ઘી લેવા ગયો છે, તેથી ઘોડાઓની સંભાળ કોણ રાખી શકે? હું ઘોડાને પકડી લાવું ત્યાં સુધી તમે અહીથી જશો નહીં, એટલું કહીને તે ઘોડાની શોધમાં ગયો, એટ-લામાં તેની સ્ત્રીએ કચેરીમા ડોકયું કરીને ઠગસેન ધુતારાને પુછ્યું કે, 'અહો પ્રવાસી! એ અમારા ક્યાં ગયા? ઠગે કહયું કે, 'શેઠાણી! એ તમારા! તમે નહાતા! અને એ મહોટા! તમારા શા સમા ચાર? તેણે કહ્યું કે, એતો મારા ઘરવાળા થાય છે. આ સાંભળી ચતુરસેને હસીને કહેવા લાગ્યો કે, વાહ! કેવો ચમત્કાર છે? અરે પરમેશ્વર, તું શું કરે છે? જે ઠેકાણે સર્વે વાતે સુખ અને સર્વ વાતે અનુ-કુળતા, તેવી જગાએ, કઈ ને કંઇ પણ વિપરીત દેખાઇ આવે છે. ધન્ય છે! હે નશીબ તનેજ! આ સાંભળતાંજ તે સ્ત્રી બોલી

તમે આમ સંશયયુક્ત કેમ બોલો છો ! મને ખુલ્લેખુલ્લું કહો, જેથી સમજાય પડે. આ આપના આશ્ચર્યકારક શબ્દોથી હું ઘણીજ ભ્રાંતિમાં પડીછું. માટે મહેરબાની કરીને ખુલ્લેખુલ્લું કહો, વીલંબ શા માટે કરો છો ! ચતુરસેન બોલ્યો, હમણાંજ આ રસ્તેથીજ જોગે એક કાળી કુબજા જેવી, શરીરે લઠ, કુરૂપ, અને વળી એક આંખે તો આંધળી એવી સ્ત્રી આવી, અને તમારા સ્વામીનાથે તેને જોતાંજ મોં મલકાવ્યું એટલુંજ નહીં પણ તેણે ઇશારત કરતાંજ એ બાઈ સાહેબ મને અતરે બેસાડી ક્યારથી તેની પાછળ દોડયા છે. અરેરે એ કેવો દુષ્ટ પુરૂષ ? તમારા સરખી એના હાથના બે બોર પણ ખાય નહીં, મનોહર સુરેખ સ્ત્રીને મુકી દઇ આવી જેના સામું કોઈ થુંકે પણ નહી એવી કુબજાપર તે મોહી પડયો ! એ મને નવાઈ લાગે છે. પણ અમારે વચ્ચે બોલવાનું શું કામ ? આ શબ્દો સાંભળીને તે સ્ત્રીને પોતાના સ્વામીપર ઘણી રીસ ચડી. જેથી ચતુરસેનને ઘર સાચવવા માટે બેસવા સારૂ વિનંતી કરી અને પોતે ચતુરસેનના બતાવેલા આડે મારગે પોતાના સ્વામીને ખોળવા ગઇ આણી તરફ કેટલીક વખત પછી તે ગ્રહસ્થ ઘોડા લઇને આવ્યો અને તેને ઘોડારમાં બાંધી ઉપર આવી ચતુરસેનને કહયું કે, આજ મને ઘણું નુકશાન થાત; પરંતુ તમે મારાપર ઘણો ઉપકાર કર્યો, એટલામાં ચતુરસેને કહ્યું કે હમણાં ઘરમાંથી એક ગોરી સરખી બાઇ તમે ક્યાં ગયા ? એમ પુછવા આવી હતી ? તે ગ્રહસ્થે કહયું, મારી સ્ત્રી આ સાંભળી ચતુરસેને હસીને કહેવા લાગ્યો કે શું નસીબ છે ? જુઓ જે આ ઠેકાણે આવુંજ અંધેર ! આખું તેનું સંશયયુક્ત બાબત

સાંભળી તે શેઠે પુછ્યું કે, શું છે? તે ખુલ્લે ખુલ્લુ જણાવો. ?
ઠગે કહ્યું કે, 'આવી હતભાગી સ્રીને તમારા સરખો સુંદર અને મનોહર કાંતીવાન અને ધનવાન મતી મળયા છતાં તેની તુલના ન કરતાં એક હબસી જેવા માણસને જોતાંજ હસતી હસતી તેની પાછળ દોડી. કેવો અન્યાય?' એ શબ્દો સાંભળતાંજ શેઠના ગુસ્સાનો પાર રહયો નહીં આંખો લાલ પીલી કરી આમ લવારો કરતો એક મજબુત લાકડી લઇ ઠગસેનને પુછ્યું કે, ભાઇ તે ભુંડી બારજા કયે રસ્તેથી ગઇ?' જે રસ્તેથી તે સ્રી ગઇ હતી તે રસ્તો ન બતાવતાં ઠગસેને તેથી ઉલટોજ રસ્તો બતાવ્યો. તે રસ્તે તે શેઠ દોડયો હવે ઘરમાં કોઇ નથી. જેટલું લેવાય એટલું લે. ગભરાઇશમાં આ ઘર તારૂંજ છે. આ ઘરનો માલ પણ તારોજ છે. શું જોય છે? થા સાવધ આવો વીચાર કરી ઠગે શેઠની ગાદી ઉપર પડેલી કુંચીઓ, લઇ ઝડપથી ત્યાં પડેલી તીજોરી ઉઘાડી દર દાગીના તથા રોકડ જે હાથમાં આવ્યું તે લઇ નીકળી ગયો, અને પોતાને ઠેકાણે જઇ સુતો.

પહેલાં ધણીધણીઆતો એકમેકને શોધી શોધીને થાકયા પણ કોઇને કોઇનો પતો ન લાગવાથી થાકયા પાકયા, લોથ પોથ બની ગુસ્સામાં ને ગુસ્સામાં ઘેર આવ્યા. એકમેકને જોતાંજ એકમેકના ગુસ્સાનો પાર રહયો નહીં, આંખ ચડાવીને શેઠે પોતાની સ્રીને કહયું કે, 'અરે રાંડ! કયા લોકા ઉપર આશક પડી તેની પાછળ દોડી હતી તે તો કહે?' હા! હા! હવે બહુ થયું? બહુ બોલાવશો નહીં? તમે એવી કંઇ રાંડ કુબજા ઉપર મોહીત પડયા હતા કે તેને જાતાંજ ચાર ચાર આંખો કરી તેની પાછળ દોડયા હતા.' આમ બને એક બી-

અને મેશુા ઓથા મારતાં અંતે થાકયા. બંને શંત થયા. શેઠ કચેરી માં જઇને જુએ છે તો ચટાચટ મેદાન જણાયું. તીજોરીમાં ઉંદરોને દોડતા જોઇ શેઠના હોશકોશ ઉડી ગયા. અને મનમા વીચાર કીધો કે દાગીના ગીરવી મુકવા આવનાર માણુસનાંજ કારસ્તાન છે અમને બંનેને આડું અવળું સમજાવી ઘર બહાર કાઢી પાછળથી ઘર લુંટી ચાલી ગયો. અરે લોભ તારો કંઇ થોભ છે, લોભે લક્ષણ જાય. અફસોસ ! હાથે દાન આપી અન્યના આત્માને ઠર્યો નહીં મનની વાસનાઓને તૃપ્ત કરી કરી નહીં, એતો જેવીને તેવી હાયરે હાય !

આ કેમ દીઠું જાય, આ કેમ મુકયું જાય ! આ કેમ સહન અરેરે ! કરી શકાય ! છાતી ફાટી જાશે ! હાયરે હાય ! આ ગયું તે હવે કેમ મેળવી શકાશે ! મેળવતાં મેળવતાં નવ નેજા પાણી ઉતર્યાં હતાં હવે શું કરવું ! કાની પાસે જઇ પોક મુકવી ! એતો માથામાં ગજ મારી લઇ ગયોરે લઇ ગયો. ખાધું નહીં, સદમાર્ગ વાપરી હાથ વાર્યો નહીં, નસીબરે નસીબ ! એતો કમાય કોણુ ! અને ખાય કોણુ એવું બન્યું છે પહેલા ભવનો લેણુદાર હશે તે આ ભવે આવીને લઇ ગયોરે મારા બાપ ! ઘરમાં એક દીવસનું ખાવાનું પણ રહેવા ન દીધું અરે અમને માથે ચુનો ચોપડી બાવો કરી લઇ જનાર તારૂં તો આ ભવમાં કદી પણ સારૂ થનાર નથી ! આવી રીતે ત બડબડતો અને માથું કુટતો તે તરત રાજા પાસે જઇ ફરીઆદ કરી. તે સાંભળી રાજા પણ ચીતામાં પડયો અને તેજ વખતે દરબાર ભી પાનનું બીડું ફેરવ્યું અને ઉપરથી જણાવ્યું કે જે માણસ આ ચોરને પકડી આવશે તેને મરજી મુજબ રૂપીઆ દશ હજારનું ઇનામ

આપવામા આવશે. આ સાંભળી કુબા સાહેબને કીરો ચડયો. અને તે કાંટાના આવેશમા આવીને બીડું ઉઠાવી ઉભી જઇને કહ્યું કે જો હું એ ચોરને નહીં પકડી આપીશ. તો તેને બદલ રૂપીઆ એક હજારનો દંડ આપીશ. આ પ્રમાણેનો ઠરાવ થયા પછી દરબાર બરખસ્ત થઇ.

---

# વાર્તા ૨૩ મી.

---

## સુબાને આસમાનના તારા બતાવનારો ઠગારો.

આજની દરબારમાં મુછપર હાથ મુકીને દસ હજાર રૂપીઆ મેળવવાની લાલચથી ઠગને પકડવાનું બીડું સુબા સાહેબે ઉપાડ્યું છે એ વાત માલણે ઘેર આવી ઠગને કહી. મધરાત થતાંજ ઠગ ઘરમાંથી બહાર નીકળ્યો અને જે ઠેકાણે સુબો રોન ફરતો હતો ત્યાં આગળ આવીને કહ્યું કે, સાહેબ! જે ચોરને પકડતાં નવ નેજા પાણી ઉતર્યાં છે તે ચોરને હું ઓળખું છું તેને મને ચોરેલી મીલકતમાંથી ચોથો ભાગ આપવા કબુલ કરેલું આજ તે આપવા ના કબુલ થયો છે. અને તેથી અમારી વચ્ચે સખ્ત મારામારી થઇ છે. જો આપ મારી મરજી મુજબ વરતશોતો હું તે હરામખોરને પકડી આપીશ! તેની મરજી મુજબ વરતવાને સુબો કબુલ થયો. દીશાએ જવા માટે લોકો સારૂ જે જગાએ જાજરૂ બાંધ્યા હતા તે જગાએ એકલા સુબાને લઇ જઇને કહ્યું કે, 'આ ગુણપાટના કોથળામાં તમે સંતાઇને બેસો આમ કરવાની તેની એવી મતલબ હતી, કે જો તે તેમ સંતાય તો તેના ગળા સુધી આવ્યા પછી તેને એવો ફાંસો દેવો કે જેથી તેનું મરણ ન થાય અને બુમ ન પડતાં બહાર પણ નીકળી શકે નહી ; અને તે ચોરને જે વખતે તમારી આગળ આવીએ કે તરતજ તમે કોથળામાંથી બહાર નીકળી તેના ચોટલાની લગામ પકડી લેજો.' આ સાંભળતાજ સુબો કોથળામાં પેઠો. ઠગે તરત સુબાનું માથું બહાર રખાવી કોથ-

ળાનો કરેલો ફાંસો ખેંચી લીધો તથા અણુરામાં પુઈ સુબાના મોંઢ૨ રૂમાલ નાખ્યો અને બીજો પણ હલકો ફાંસો દીધો જેથી તેનાથી બોલી તથા ચાલી પણ શકાયું નહીં અને એક નરકનો ટોપલો કોથળાની પાછળ બાંધી ચતુર ઠગ મોં મલકાવતો અને સુબા સાહેબની અકલ ઉપર હસતો હસતો મલણને ઘેર આવી સુઇ ગયો.

આ શું થયું ! તેને આવતા એટલી બધી વાર કેમ લાગી જરૂર દગો થયો ' પકડવા જતા હુંજ પકડાઇ ગયો ખરો ચોર તેજ બીજો કોઇ નહીં ! અલ્યા ચોર તેં મને સખ્ત રીતે આ કોથળામાં સપડાવ્યો છે. જેમાંથી બહાર નીકળવા માટે મેં અનેક યુક્તીઓ કરી જોઇ પણ તે યુક્તીઓ નીષ્ફળ ગઇ ! હાય હવે મારી શી દશા થશે અલ્યા ચોર તારૂં સત્યાનાશ જજો ! આમ બકતો બકતો તે જમીન આડો પડી આલોટતો આલોટતો શેહેર તરફ જાય છે તેવોજ તે એક મોટી ઉંડી ખાડમાં પડયો કે જયાંથી નીકળી શકાયું નહી.

સહવાર થતાજ ખબર રાજાને કાને ગઇ રાજા તે ખાડ પાસે આવી ખાડમાંથી કોથલાને બહાર કહાડી ઉઘડાવી જોયું તો અંદર સુબા સાહેબને બેઠેલા જોયા આ ઠઠારો જોવાને ઉલટેલી મેદનીને જોઇ સુબા સાહેબ શરમાઇ ગયા. શરમાતો શરમાતો સુબો દરબારમાં આવ્યો સુબાની હકીકત સાંભળી રાજા હેરત પામી જઇને એવો ઢંઢેરો પીટાવ્યો કે જે ચતુર ઠગને જીવતો પકડી લાવશે તેને દશ ગામનું ઇનામ આપવામાં આવશે. એજ જણાવી બીડું ફેરવતાં ચોર થતાં સુધી કોઇએ ઝડપ્યું નહી નહીં, પણ કોની તાકાત હતી કે રાજાના દરબારમા ઉઠીને ઝડપે અત્યાર સુધી જે જે લોકોને બીકા

ઝડપ્યા હતા તે તે લોકોની શી દશા થઇ હતી તે સર્વને અજાણ્યું ન્હોતું ચતુર કુમારાનો ઝપાટો એવો હતો કે તેના ઝપાટામાં કોઇ બચવા પામતું નહોતું.

# પહેલો ભાગ સમાપ્ત.

થા. નારાયણલાલ મોતીલાલ બુકસેલર.
રીચીરોડ ચંગપોળ જાંનીવાડો–અમદાવાદ.

# વાંચવા લાયક પુસ્તકો.



ચતુરસીંહ ડગારો ભાગ પહેલો ... ... ... રૂ. ૦—૪—૦

ચતુરસીંહ ડગારો ભાગ બીજો. ... ... ... રૂ. ૦—૪—૦

ચતુરસીંહ ડગારો ભાગ ત્રીજો. ... ... ... રૂ. ૦—૪—૦

ચતુરસીંહ ડગારો ભાગ ચોથો. ... ... ... રૂ. ૦—૪—૦

બાદશાહ બીરબલ ૧ થી ૧૮ ભાગ. ... ... રૂ ૧—૪—૦

ચંદ્રકળા અને બહુરૂપીઓનુ બજાર ભાગ પહેલો... રૂ. ૧—૮—૦

ચંદ્રકળા અને બહુરૂપીઓનુ બજાર ભાગ બીજો... રૂ. ૧—૮—૦

પૈસા કેમ કમાવા ધનવાન થવાની કુચી. ... ... રૂ. ૧—૮—૦

હુન્નર પ્રકાશ ૨૦૦૦ હુન્નરો... ... ... ... રૂ. ૨—૮—૦

લેખચંદ્રીકા અથવા પત્રવહેવાર ... ... ... રૂ. ૧—૦—૦

માયાવી મોહની ડીટેકટીવની વાર્ત્તા. ... ... રૂ. ૩—૦—૦

મહાભારત રાગરાગણીનુ વ્યાસ વલભરામનુ બનાવેલુ રૂ. ૭—૦—૦

સતી લીલાવતી, વેશ્યા સ્ત્રીમાં ફસાયલો શેઠનો છોકરો
તેને પોતાની બૈરી કેવી રીતે સુધારે છે તેનો
આબેહુબ ચિતાર. ... ... ... ... રૂ. ૨—૦—૦

ભારત રાજ્યમંડળ અથવા હીંદરાજસ્થાન, આશરે
૧૫૦૦ પાનાનું છાપાવાળાએ બનાવેલુ .. રૂ. ૧૦—૦—૦

પ્રગટ કર્ત્તા અને વેચનાર,

**શાહ નારણલાલ મોતીલાલ બુકસેલર.**

રીચીરોડ—**અમદાવાદ.**